# ચાર કોલેજીઅનો



નયનસુખલાલ હરિલાલ પંડ્યા
એમ. એ. (ઇકોનોમીક્સ), એલએલ.બી., સોલીસીટર



મુમ્બાઇ

૧૯૪૧

# ચાર કોલેજીઅનો



નયનસુખલાલ હરિલાલ પંડયા
એમ.એ. (ઈકોનોમીક્સ), એલએલ.બી., સોલીસીટર.



મુમ્બઈ

૧૯૪૧

રૂ. ૨

પહેલી આવૃત્તિ

કી. [illegible] આના.

## અનુક્રમણિકા

## ચાર કોલેજીઅનો—

અરવિંદ, મધુકર, પટેલ અને મહમદ સાથે થયેલ વાતનો આ સારાંશ, વૃદ્ધજને મ્હને કહ્યો ત્યારે મ્હેં તેમને પુછ્યું: "તમારૂં કહેવું સર્વે હિન્દીઓ માટે અત્યંત હિતકર્તા છે. પણ આ યુવકો! તેમને કહેલું કાંઈ સાર્થક થશે! કે, પછી, શૂન્ય?"

વૃદ્ધજને કહ્યું: ચારે યુવકો, દેશપ્રેમી અને તેજવાન, સજ્જનો હતા. રડતી સુરતના, કાંઇપણ કાર્ય કરવામાં મુશ્કેલી શોધી કાઢવામાં માત્ર બહાદુર, એવા નહોતા. મ્હારૂં, તેમની ભાષામાં કહેલું, તેમણે ધ્યાન, સમજ, આનંદ અને ગંભીરતાથી સાંભળ્યું. તેઓએ કહ્યું: "'રચનાત્મક કાર્ય,' એ શબ્દો અમે ઘણે ઠેકાણેથી સાંભળેલા, પણ રચનાત્મક કાર્ય ખરૂં શું છે, તેમાં અમોએ શું ભાગ લેવાનો છે, તેથી શો લાભ છે, અમારાં બુદ્ધિ અને જ્ઞાનનો ઉપયોગ કઇ દિશામાં અમારે કરવાનો છે, અને વધુ જ્ઞાન અમારે કયા પ્રકારનું મેળવવું જરૂરનું છે, તેની અમને જાણ નહોતી." એ યુવકોએ મ્હને તેમનો "ખરો મિત્ર" હોવાનું માન આપ્યું. જતી વખતે, તેઓએ મ્હને કહ્યું કે, તેમની સમક્ષ મ્હેં રજુ કરેલ વટને, તેઓ જીવથી જાળવશે; અને તે અનુસાર કાંઇ રચનાત્મક કાર્ય કરીને, તેઓ મ્હને અવશ્ય ફરીથી મળશે.

મ્હેં કહ્યું: તથાસ્તુ.

ન. હ. પં.

# ચાર કૉલેજીઅનો.

## ૧. મહાન ઠરાવ.

સમય—સાંજ.

સ્થળ—કૉલેજના મકાનની આજુબાજુ, મેદાન; મેદાનમાં ટેનીસ કોર્ટ; ટેનીસ કોર્ટની બાજુમાં બાંકડા.

પોતાનો "સેટ" પૂરો થયેથી, હાથમાં રેકેટ ખાલી ફેરવતા, ચાર યુવકો, ટેનીસ કોર્ટની બાજુમાં આવેલા બાંકડા ઉપર બેસે છે.

અરવિન્દ: (પોતાનું ખમીસ ગળા આગળ ફફડાવતો)–ઉફ્ ! ખુબ તાપ લાગ્યો ! ઉફ્ !

પટેલ: એટલામાં શું તાપ લાગ્યો ! ઉનાળામાં ખરે બપોરે ખેતરમાં કામ કરવું પડે ત્યારે ખબર પડે કે તાપ તે શું છે !

અરવિન્દ: ગામડાંથી મ્હને બચાવો ! શહેરમાં રહીએ તો રેડીઓ, સીનેમા, રીસ્ટોરંટ, ઇલેકટ્રીક લાઇટ, ફેન, નળ, છાપાં, અને હેરકટીંગ સલુન વિગેરે બધું મળે ! હું ન્હાનપણમાં ગામડામાં એક દિવસ મ્હારા ફાધર સાથે રહ્યો હતો ! પણ કાયર, કાયર, થઇ ગયો ! મચ્છર, ગંદવાડ, દુર્ગંધ, લોકોનું મેલું શરીર, મેલાં કપડાં, જાડી ભાષા, ધુમાડો, અંધારૂં, ધૂળ,—અરે વાત જવા દો !

પટેલ: પણ ગામડાંના લોકો મહેનત કરીને અનાજ ઉગાડે છે, તો શહેરને રોટલા મળે છે ! નહિ તો શહેરનું શું થાત તેનો વિચાર કર્યો ? ગામડાની ખુબી તમારે જોવી હોય તો, તેની આસપાસના

ખેતરો તરફ નજર કરવી. ટ્રેનમાં બેશીને આપણે જઈએ છીયે, ત્યારે બન્ને તરફ નજર કરીએ તો, માઈલ ઉપર માઈલ અનાજનાં ખેતરો પથરાયલાં જોશો ! ગામડીઆઓ બોલતા નથીઃ એ તો કરી બતાવે છે !

મધુકરઃ અરે, હમારાં દક્ષિણનાં ગામડાંને તો કોઈ પહોંચે નહિ ! ગોદાવરી, ભીમા અને કૃષ્ણા નદીઓનાં પાણી તેમણે પીધાં છે. હમારા પ્રદેશમાં મ્હોટાં જંગલો આવ્યાં છે–ખાસ કરીને ઉત્તર કેનેરા, પશ્ચિમ ખાનદેશ, થાણા અને નાશીક જીલ્લાઓમાં. વળી, નેતર, વાંસ અને તાડનાં ઝાડ પણ હમારા દક્ષિણ પ્રદેશમાં ઘણાં ઉગે છે. સૌથી વધારે જુવારનો પાક, બીજાપુર, શોલાપુર, પુના અને અહમદનગર પ્રાન્તમાં થાય છે. થાણા, રત્નાગિરિ, કોલાબા અને ધારવાર ભાત આપે છે. ધારવાર, નાશીક, બીજાપુર, અહમદ-નગર, બેલગામ, અને પશ્ચિમ ખાનદેશ, ઘઉં આપે છે; અહમદનગર, સતારા, પુના અને નાશીક, ચણા આપે છે. વળી તુવેર, કુલઠી, મઠ અને મગ હમારા પ્રદેશમાં થાય છે. ફળ, શાક, તરકારી, કોણ પૂરૂં પાડે છે ?—પુના, નાશીક, સતારા, અહમદનગર, પૂર્વ ખાનદેશ, રત્નાગિરિ, ધારવાર, અને બેલગામ. ખેડા, સુરત અને અમદાવાદને તો તે કયાંક પાછાં પાડી દે છે ! શેરડીનું પુછો તો, અહમદનગર, બેલગામ, અને પુના. તમારા ગુજરાતમાં તો માત્ર નામનીજ. કપાસ જુઓ. સૌથી વધારે કયાં થાય છે ? ખાનદેશ, ધારવાર, બીજાપુર અને અહમદનગરમાં. ગ્રાઉન્ડ નટ, ખાનદેશ, સતારા, શોલાપુર, પશ્ચિમ ખાનદેશ, અને બેલગામમાં થાય છે. તમારૂ ભરૂચ અને પંચમહાલ, તો ત્યાર પછી આવે છે. મરચાં, ડુંગળી, આમલીમાં પણ હમારો પ્રદેશ માન ખાટી જાય છે. અજમો ખાનદેશમાં પાકે છે. લીનસીડ, કર્ણાટક અને દક્ષિણમાંજ થાય છે. જો રત્નાગિરિ અને કેનેરામાં નારીએળનો પાક ના હોત તો, આપણા આખા પ્રદેશની આબરૂજ જાત !

અને ગૌધનનું શું ? સૌથી વધારે ગાયો ક્યાં છે ? અહમદનગર, નાશીક, પુના, રત્નાગિરિ, સતારા, થાણા, પૂર્વ ખાનદેશ, શોલાપુર અને ધારવારમાં. તમારૂં અમદાવાદ સૌથી છેલ્લું આવે છે !

પટેલ: હમારા ગુજરાતની ભૂમિ કાંઈ જાય તેમ નથી ! તે ખુબ રસવાળી છે. અમદાવાદ, ભરૂચ, પંચમહાલ, સુરત વિગેરે કપાસ માટે ખાસ લાયક છે. નર્મદા તાપી વિગેરે નદીઓથી હમારૂ ગુજરાત ભરપૂર છે. સુરત, ખેડા, ભરૂચ અને પંચમહાલનો પ્રદેશ ચોખા પુરા પાડે છે. અમદાવાદ જીલ્લામાં ઘઉં પાકે છે. બેલગામ, પશ્ચિમ ખાનદેશ અને સતારા કરતાં, ભરૂચ અને પંચમહાલમાં મકકાઇ વધારે પ્રમાણમાં ઉગાડવામાં આવે છે. શાકભાજી સુરત દેશમાં પુષ્કળ થાય છે. સારામાં સારૂ કપાસ સુરત અને ભરૂચનું ગણાય છે. આદુ, સારામાં સારૂ, અમદાવાદ, ખેડા અને સુરતમાં થાય છે. સતારા અને થાણા ત્યાર પછી આવે છે. ખેડાનું જીરૂ પ્રખ્યાત છે. તમાકુમાં, બેલગામ અને સતારાને ખેડા સહેલાઇથી હરાવી દે છે. વરજીનીઅન તમાકુ ઉગાડવાના પ્રયત્નો વડોદરા સરકાર કરી રહી છે.

એ ખરૂં છે કે ગાયોની સંખ્યા તમારા પ્રદેશમાં વધુ છે. પણ સારામાં સારી સ્થિતિમાં ગાયો જોવી હોય તો ગુજરાતમાં જાઓ. પછી ધારવાર, શોલાપુર અને બેલગામ.

મધુકર: વિચાર કરીએ તો તમારા અને અમારા પ્રદેશમાં, બન્નેમાં શ્રેષ્ઠતા છે અને ઉણપ પણ છે. તો પણ બન્નેનો સાથે મેળ કરીએ તો, આખા હિન્દુસ્થાન દેશમાં મુમ્બાઇ પ્રાન્તનો ફાળો, કેટલા નંબરે આવતો હશે ?

પટેલ: આખા હિન્દુસ્થાનનો અંદાજ લઇએ તો, આપણો પ્રદેશ જુવાર અને બાજરીના પાકમાં, તથા તમાકુમાં સૌથી પહેલ્લો

આવે છે. ગ્રાઉન્ડ નટ અને કેસ્ટર સીડ જેવી મહાન ઉપયોગી વસ્તુઓમાં, માત્ર મદ્રાસ આપણને હરાવી શકે છે. તેવુંજ મશાલાનું છે, જેવું કે મરચાં, આમલી, લસણ, આદુ, કાળી પીપર, વરીઆળી, જીરૂ, અજમો અને લવંગ. અજમો તો થાઇમોલ બનાવવા માટે ઇંગ્લાંડ પણ મોકલવામાં આવે છે.

મહમદ સીદીકઃ પણ ચોખામાં આપણે છેલ્લા આવીએ છીએ. ચોખાનું માન પહેલું બંગાળ, બીજે નંબરે મદ્રાસ, અને પછી બીહાર લઇ જાય છે. ઘઉં ઉગાડવામાં આપણે ચોથે નંબરે આવીએ છીએ. પંજાબ, સંયુક્ત પ્રાન્ત, મધ્ય પ્રાન્ત અને બીહાર, આપણાથી આગળ છે. ચણામાં અને લીનસીડમાં આપણે પાંચમા આવીએ છીએ. મકકાઇમાં પણ આપણે પછાત છીએ. તેમજ શાકભાજી અને ફુલફળમાં પણ આપણે, બીજા કોઇ પણ સંસ્થાન કરતાં ઘણાજ પછાત છીએ. તેવુંજ શેરડીનું છે. સંયુક્ત પ્રાન્ત અને બીહાર માન ખાટી જાય છે. તલ તથા નાળીએર મદ્રાસ પ્રાન્તમાં સૌથી વધુ ઉગાડવામાં આવે છે. જે થોડા ઘણા તલ આપણા પ્રાન્તમાં ઉગાડવામાં આવે છે તે અમદાવાદ, ભરૂચ, પંચમહાલ, અહમદનગર, રત્નાગિરિ અને પશ્ચિમ ખાનદેશમાં વહેંચી લેવામાં આવે છે. રાઇમાં બંગાળ, પંજાબ અને બીહાર આપણાથી ઘણાં આગળ વધેલાં છે.

શણ, દોરડાં બનાવવામાં ઘણું ઉપયોગી છે. છતાં તેનો પાક ઓછો થતો જાય છે. ઘેટાંનું ઉન તદ્દન હલકું અને નજીવું હોય છે. વસ્તી ગણીએ, તો હિન્દુસ્થાનમાં મુમ્બાઇ પ્રાન્ત છઠ્ઠો આવે છે.

અરવિંદઃ તમારી વાતો સાંભળ્યા પછી, મ્હને તો એમ લાગે છે કે પરમેશ્વરે આપણા પ્રદેશને એકંદરે સારી સારી બક્ષિસો આપી છે. કપાસ, ગ્રાઉન્ડનટ લીનસીડ, તમાકુ, શણ, નારીએળ, સર્વે પ્રકારનું અનાજ, ફળ, શાક, જંગલ, ઓઇલ સીડઝ વિગેરે ઘણી

ઘણી વસ્તુઓ આપણા દેશમાં પાકે છે તો પછી, આપણો પ્રાન્ત સમૃદ્ધ હોવો જોઇએ. તેને બદલે આવો કંગાળ કેમ રહે છે? આટલી બધી ઇશ્વિરી બક્ષિસો હોવા છતાં, આપણે કંગાળ ને કંગાળ! ટીબેટ જેવા કઠણ પ્રદેશો, મહેનતથી, ફળદ્રુપ બનાવવામાં આવે છે, તો આપણે આટલા બધા પચ્છાત કેમ છીએ! અરે, આપણા પ્રાન્તમાં ઉગતી ચીજો બીજાઓ લઇ જાય. તેમાંથી ધનાઢ્ય થાય છે, અને આપણે સદા, ભૂખ્યા અને તરસ્યા અને દરિદ્રી! તેનું કારણ શું?

પટેલ: તેનું તમારે કારણ જાણવું છે? તો, જુઓ! હું સૂચના કરૂં છું. તમારી હીમ્મત હોય તો સ્વીકારો! કાલે અને પરમ દિવસે આપણી કોલેજ બંધ છે. કાલે સવારે વહેલા ઉઠી, ચાલો, આપણે ચારે જણ, ગામડાંમાં ફરી આવીએ! કદાચિત તેથી આપણને આપણા પ્રશ્નનો ઉકેલ મળશે. આપણે યાદ રાખવું કે આપણા પ્રાન્તમાં ૧૮૪ શહેરો છે તો ૨૧,૪૮૪ ગામડાં છે. ખરૂં હિન્દુસ્થાન ગામડાંમાં વસે છે. ચાલો, આપણે આપણાં ગામડાંને આપણી પોતાની આંખે જોઇએ!

અરવિંદ: હા! હા! તમારો ઘણો સારો વિચાર છે! આપણે સાથે જઇએ તો મ્હને ઘણુંજ ગમશે! આપણે જરૂર જઇશું! હું સ્હવારે વહેલો ઉઠી, આપણે ચારે માટે સ્ટવ ઉપર ચ્હા કરી લઇશ! તમે સૌ ટુથબ્રશ કરી, મ્હારી રૂમમાં આવજો. આપણે ચ્હા પીને, સ્હવારે વહેલા નીકળી પડીશું. એટલે તડકો ના લાગે!

પટેલ: (હશીને) ભલે ત્યારે! આપણી રજાના દિવસો આપણે ગામડાંમાં ગાળીશું!

અરવિંદ: હુર્રાહ! ઠીક ગમ્મત પડશે!

## ૨. વડ તળે.

ગામ વચ્ચે ચૉતરો. ચૉતરા વચ્ચે મહાન વૃક્ષ. વૃક્ષના થડની આસપાસ વીંટળાતો, ઇંટ ચુનાથી ચણેલ, ઓટલો. ઓટલા ઉપર, એક વૃદ્ધજન બેઠા બેઠા હુકો પીએ છે. કેડ અને બન્ને ઢીંચણોની આસપાસ ખેસ સફ્ફત વીંટેલો છે.

બાજુના એક રસ્તામાંથી પટેલ, અરવિંદ, મધુકર અને મહમદ, પ્રવેશ કરે છે. તેમને જોઇને વૃદ્ધજન, તેમને ઉદ્દેશીને બોલે છે.

વૃ૦–કો'ને શોધો છો, ભાઈ!

અ૦–(હશીને) ગામડાને.

વૃ૦—તમે તેની વચમાં ઉભા છો. જોઈ લ્યો!

અ૦–એમ નહિ: અમે કોલેજમાં ઇન્ગ્રેજીનો અભ્યાસ કરી રહ્યા છીએ. હમારી કોલેજમાં રજા હતી, ત્યારે અમને થયું કે "લાવોને, આપણું ગામડું તો જોઇએ!" તેથી અમે બહાર નીકળી પડયા. ફરતે ફરતે આ તમારા ગામડામાં આવ્યા. એની ગલીઓમાં ફર્યાં. પણ અમને કશું જોવા જેવું લાગતું નથી. આખરે, તમને આ અંજીરના ઝાડ તળે—

વૃ૦—વડનું ઝાડ.

અ૦-(શરમાઇને) આ વડના ઝાડ તળે તમને બેઠેલા જોયા. ત્યારે અમને થયું કે અમારી તપાસમાં તમે કાંઇક સહાય કરી શકશો. તેથી તમારી પાસે આવ્યા.

વૃ૦-ભલે આવ્યા! તમારા જેવા ભણેલાઓનાં પગલાં અમારા ગરીબના ગામમાં ક્યાંથી હોય! હવે તો અમારાં ગામડાંની કોણ દરકાર કરે છે! ગામડાંની "હાય" કોણ સાંભળેછે!

અ૦-ના, ના. એમ નથી. થોડા સમય પહેલાં એમ હશે. પણ હવે તો ગામડાંઓમાં રસ લેવાવા મંડાયો છે! ગામડાંઓ બાબત વાર્તાઓ લખાય છે! કવિતાઓ કરાય છે! અને મેળાવડામાં, શહેરનાં છોકરા છોકરીઓ, ગામડીઓ વેશ પહેરીને નાચ ગીત કરે છે!

વૃ૦-ભાઈ! એમ કર્યાંથી ગામડાંનું દળદર ના ફુંકાય. ગામડાંની ખરી સ્થિતિ જાણવી હોય તો હું તમને જણાવી શકું છું. પણ મ્હારાં વચન તમને કડવાં લાગશે! અમો ગામડીઆઓને મીઠું મીઠું બોલતાં ક્યાંથી આવડે! નકામું તમારો જીવ દુખાશે! આ ગામડામાં તમે આવ્યા; ફર્યા; હવે, ઘર ભેગા થઈ જાઓ!

મહમદ-ના, તેમ નહિ! તમારે જે કહેવું હોય તે કહો! અમને ખોટું નહિ લાગે! અમને ખોટું લગાડવામાં, તમને શું સ્વાર્થ છે! તમે આખી જીંદગી ગામડામાં ગાળી.—

વૃ૦-હું, પહેલાં, શહેરમાં મ્યુનીસીપલ શાળામાં શિક્ષક હતો. પણ નિવૃત્ત થઈ છેલ્લાં પચીશ વર્ષથી મ્હારી જન્મભૂમિ, આ ગામડામાં રહું છું.

અ૦–તો, તો, વધારે સારૂં ! તમને શહેરનો અને ગામડાંનો–એમ બન્નેનો અનુભવ છે. તેથી તો અમને વિશેષ લાભ થશે ! માટે જે કહેવું હોય તે અમને, વગર સંકોચે કહો. અમને, તમારા જેવું બીજું કોણ મળશે !

વૃ૦–ભલે ત્યારે ! બેસો, આ ખાટલા ઉપર.

(ચારે કોલેજીઅનો દોરડીના ખાટલા ઉપર બેસે છે. થોડો સમય, કાંઈ પણ બોલ્યા વગર, વૃદ્ધજન હુકો પીએ છે. પછી હુકો બાજુએ મુકે છે.)

વૃ૦–હિન્દુસ્થાનનાં ગામડાંનો પ્રશ્ન સમજવો હોય તો કેટલીક મુખ્ય બાબતો તમારે બરાબર સમજવી જોઇએ છે. તે કઇ તે હું તમને કહું:—

૧. આપણા દેશમાં ઉદ્યોગના પ્રકાર.

૨. આપણા એક બીજા ઉદ્યોગો વચ્ચે ઘર્ષણ.

૩. ગામડાંની મુશ્કેલીઓ:—જેવી કે અવિદ્યા, અનારોગ્ય, નિર્ધનતા; માલ વેચવામાં મુશ્કેલીઓ, જાહેરાતનો અભાવ, વિગેરે.

૪. મુશ્કેલીઓના ઉપાયો અને યુવકોએ પાળવાના નિયમો.

આ વિષયો, એક પછી એક, ટુંકમાં, લઉં.

આપણા દેશના જીવનનો આધાર, **ઉદ્યોગ** ઉપર રહેલો છે.

ઉદ્યોગના જુદા જુદા પ્રકાર છે.

પહેલો, મોટા પાયા ઉપરનો ઉદ્યોગ: દૃષ્ટાન્ત તરીકે, મીલો, કે જેમાં લાખો રૂપીઆ રોકાય તોજ નફો થાય.[1]

બીજો, ન્હાના પાયા ઉપરનો ઉદ્યોગ: જેવો કે સાબુ, છાપખાનાં વિગેરે ઉદ્યોગ, જેમાં લગભગ ત્રીસ હજાર જેટલી મુડી રોકવી પડે.[2]

---

(૧) મોટા પાયાના ઉદ્યોગો:

**(૧) સુતરાઉ, રેશમી અને ગરમ કાપડની મીલો; (૨) સાંચા કામ; (૩) લોટ દળવો; (૪) સીગારેટ; (૫) દીવાસળી; (૬) દવાઓ; (૭) તેલ; (૮) લાકડાં વેરવાં; (૯) સાબુ; (૧૦) ખાંડ; (૧૧) ગેસ; (૧૨) કાગળ; (૧૩) છાપખાનાં; (૧૪) મોટરગાડીઓ અને ગાદીઓ; (૧૫) રેલ ગાડી અને ટ્રામ ગાડી; (૧૬) નળીયાં અને ઈંટ.**

(૨) ન્હાના પાયા ઉપરના ઉદ્યોગો:

**(૧) મોટરો સમારવી; (૨) એન્જીનો રીપેર કરવાં; (૩) વણાટ કામને લગતા લાકડાના સંચાઓ બનાવવા; (૪) હીલ્ડઝ અને રીડઝ બનાવવાં; (૫) મીલ બેલ્ટીંગ; (૬) મોટરની ગાદી; (૭) સંચા કામ, જીન અને પ્રેસનાં છુટા ભાગ બનાવવા; (૮) ટેપ; (૯) રોલર સ્કીન; (૧૦) પીકર્સ; (૧૧) બોબીનો; (૧૨) સાંચા કામથી તાંબા, પીત્તળ તથા એલ્યુમીનીયમનાં વાસણો; (૧૩) કાચ અને કાચની બીજી વસ્તુઓ; (૧૪) ઓઈલપ્રેસીંગ; (૧૫) રૂપા સોનાની ઝીક વિગેરે સામાન; (૧૬) ફરનીચર; (૧૭) કટલરી; (૧૮) નળીઆં અને ઈંટો; (૧૯) લોખંડનાં કારખાનાં; (૨૦) ફ્રુટકેનીંગ અને પ્રીઝર્વીંગ;(૨૧) છાપવાનાં ટાઈપો; (૨૨) શાહી; (૨૩) પેટ્રોમેક્ષની બત્તીઓ; (૨૪) સીગારેટો; (૨૫) ઘડીઆળો; (૨૬) મોજાં, રૂમાલ, ટુવાલ વિગેરે; (૨૭) તીજોરીઓ, વિગેરે લોખંડનો સામાન; (૨૮) સાબુ; (૨૯) સોડા, લેમન વિગેરે (ઈરેટેડ વોટર) ફળના સ્વાદવાળાં પીણાંઓ, બરફ વિગેરે; (૩૦) કપડાંને રંગવું તથા કાંજી પાવી; (૩૧) ડેરી; (૩૨) કેમીકલ ડ્રગ; (૩૩) પાંઉ, બીસ્કીટ વિગેરેની બેકરી; (૩૪) રંગ; (૩૫) છાપખાનાં; (૩૬) ચામડાં સાફ કરવાની ટેનરી; (૩૭) કપાસનું જીનીંગ અને પ્રેસીંગ; (૩૮) સ્ટીલની પેટીઓ, ડોલ વિગેરે; (૩૯) કચકડાનો સામાન; (૪૦) પીત્તળ અને નીકલનો; (૪૧) સોનીકરી માલ; (૪૨) ચોખા અને લોટની મીલો.**

ત્રીજો પ્રકાર, જેને તમે કોટેજ ઇન્ડસ્ટ્રીઝ, કહો છો તે.* તેના બે વિભાગ છે. એક વિભાગ, આખો સમય, તેમાં રોકવો પડે, તેવા

(૩) ઘરગથ્થુ ઉદ્યોગો.

(અ) આખા દિવસ માટેના ઘરગથ્થુ ઉદ્યોગો:—

(૧) સાળ વણાટ; (૨) કેલીકો પ્રીન્ટીંગ અને ડાઈંગ; (૩) કાગળો; (૪) બંગડીઓ; (૫) તેલની ઘાણી; (૬) સાબુ; (૭) ચામડાં સાફ કરવાં (ટેનીંગ); (૮) જોડા, ચંપલ, ચામડાની પેટી, ઘોડાનો સામાન અને પટા બનાવવા; (૯) સુતારનું કામ, વહાણ બનાવવાં, ઘર બાંધવાં, ગાડાં બનાવવા વિગેરે; (૧૦) રમકડાં; (૧૧) લુહારનું કામ, ચાકુ છરી વિગેરે અને તાળાં વિગેરે; (૧૨) માટીનાં વાસણો, નળીઆં અને ઈંટો; (૧૩) ગુટ કેનીંગ; (૧૪) સુખડનું અને હાથીદાંતનું કોતરકામ; (૧૫) બીડીઓ; (૧૬) સોનાનું અને ઝવેરાત; (૧૭) ગુંદર, લાખ; (૧૮) કંકુ; (૧૯) અગરબત્તી, અત્તરો, પાવડર, સ્નો વિગેરે; (૨૦) માછલી પકડવી અને પોટા પીછડાં સુકવવાં; (૨૧) ટોપીઓ; (૨૨) હારમોનીયમનાં વાજાનાં યંત્રો; (૨૩) હેલીયમ બેટરીઓ; (૨૪) રબરના સ્ટેમ્પ; (૨૫) ચોપડીઓ બાંધવી; (૨૬) મીઠાઈ; (૨૭) ફટાકડા; (૨૮) બ્રશ; (૨૯) તપખીર; (૩૦) છાપ માટે ડાઈ; (૩૧) બટન; (૩૨) તાંબા પીત્તળનાં વાસણો જેવાંકે હાંડા, થાળી, રકાબીઓ વિગેરે; (૩૩) પાટીઓ, સુખડ અને બીજી વસ્તુઓ, દળવાની ઘંટીઓ, આરસ-પાણ વિગેરે.

(બ) નવરાશના સમયના ઘરગથ્થુ ઉદ્યોગો:—

(૧) રેશમનાં જીવડાં પોશવાં (સેરીકલ્ચર); (૨) મરઘાં પોશવાં; (૩) ઘેટાં ઉછેરવાં; (૪) મધપુડામાંથી મધ પાડવું (એપી કલ્ચર); (૫) લાખ; (૬) ડેરી; (૭) નાળીએર; (૮) બાગ અને શાકભાજી; (૯) ફળો, સુકો મેવો; (૧૦) ટોપલીઓ; (૧૧) ભાતમાંથી ચોખા; (૧૨) લોટ દળવો; (૧૩) ગોળ બનાવવો; (૧૪) રૂ સાફ કરવું, તાણા મારવા અને કાંતવું; (૧૫) પાંઊ, મમરા, પીકલ પાઉડર (મશાલાઓ), પાન વિગેરે; (૧૬) દાળ; (૧૭) દોરડાં, જાળ; (૧૮) લાકડાં અને કોલસા; (૧૯) તાડની છત્રીઓ અને પંખાઓ; (૨૦) પત્રાવલીઓ; (૨૧) ચુનો; (૨૨) ગુંથવું, ભરતકામ; (૨૩) પાનમાં ખાવાનો કાથો.

ઉદ્યોગ, જેવા કે કાગળ, બીડી બનાવવાનાં કારખાનાં, વિગેરે. અને બીજો વિભાગ, જેમાં માત્ર થોડો સમય રોકવો પડે, જેવો કે ટોપલીઓ, દોરડાં, પંખા બનાવવાનો ઉદ્યોગ. વિગેરે. આ પ્રકારના ઉદ્યોગના વિભાગ તમે બરાબર સમજી લ્યો. તો પછી, આમાં ગામડાંનું ક્યાં સ્થાન આવે છે તે સમજાવી શકાય.

અ૦–હમે બરાબર સમજ્યા. ઉદ્યોગના આથી વધારે વિભાગ તો નથીને ?

વૃ૦–છે. અને તે મહત્વનો વિભાગ છે. એક તરફથી, વીજળી, વરાળ વિગેરે સાધનોથી ચલાવવામાં આવતા ઉદ્યોગ: અને બીજી તરફથી, માત્ર હાથથી ચાલતા ઉદ્યોગ. આ મહત્વના વિભાગ ઉપર તમે તમારૂં ધ્યાન રાખશો તોજ તમને ગાંમડાંની સ્થિતિ સમજાશે. એટલું ધ્યાનમાં રાખશો ?

ચારે જણ: જરૂર !

વૃ૦–આપણા શરીરમાં જ્યારે સર્વે અવયવ, એક બીજા સાથે મળીને, કામ આપે ત્યારેજ આપણને આરોગ્ય રહે. પણ એક એક અવયવ બીજા અવયવની સાથે ઘસાયા કરે, તો આપણે કેવા વિહવળ બની જઇએ છીએ ! ઘર બાંધવાનું હોય, અને સુતાર અને કડીઆ વચ્ચે મેળ ના હોય, તો ઘર મજબુત બને ? તેવુંજ આપણા દેશના ઉદ્યોગોનું છે. દરેક પ્રકારના ઉદ્યોગનું સ્થાન આપણા દેશમાં છે; પણ તે હાલ એક બીજાને અજાણ્યે મારી નાંખે છે. એક બીજા સાથે ઘસાયા કરે છે. તેમની વચ્ચે સહયોગ નથી. એક પ્રકારનું કામ બીજો ઝડપી લે છે !

અ૦–તે કેવી રીતે ? અમને બરાબર સમઝાવો.

વૃ૦–સમજાવું. પણ, જોજો, ફરીથી યાદ દેવડાવું છું. મ્હારી કડવી ભાષાથી, તમે ખોટું લગાડતા નહિ !

ચારેઃ (હશીને) નહિ લગાડીએ ! અમે વચન આપીએ છીએ !

વૃ૦-જુઓ, તમારી મીલોએ અને ફેક્ટરીઓએ અમારો, ગામડીઆઓનો હાથવણાટનો ધંધો જે સેંકડો વર્ષોથી ચાલતો હતો તેને મારી નાંખ્યો. બૈરાંનાં કપડાં પણ ના છોડયાં. તમારી મીલો, સાડીઓ પણ બનાવવા લાગી ! પાવર લુમ શરૂ કર્યાં ! અમારાં ગામડાંમાં ગાડાં બનાવવાનો ઉદ્યોગ હતો, અને તેને સમારકામ કરવાનો ઉદ્યોગ હતો. તમારી બસોએ એ ઉદ્યોગ મારી નાંખ્યો. અમારાં ગાંમડાંમાં કુંભાર માટીનાં વાસણો બનાવી ગામડાંમાં ધન લાવતો હતો. પણ હવે તમે એલ્યુમીનીઅમનાં વાસણો અપનાવ્યાં. નળીઆંનું પણ તેવુંજ. ઘરનું રાચરચીલું બનાવી, સુતાર, ગામડાંમાં લક્ષ્મી લાવતો હતો. હવે તમે લોખંડનું ચકચકિત ફરનીચર વસાવો છો. અમારા ગામડાંની સ્ત્રીઓ, લોટ ઘંટીએ દળી, કુટુમ્બના નિભાવમાં સહાય આપતી હતી. હવે તમે ચક્કીનો લોટ જમો છો. તેવીજ રીતે હાથના છડેલા ચોખા, તમને ગમતા બંધ થયા. અને સંચામાં છડેલા ચોખા તમને વહાલા લાગ્યા. આ પ્રમાણે, અમારા ગાંમડાંઓના ઘણા ઉદ્યોગોનો વગર વિચારે, અને વગર જરૂરે, તમે નાશ કરી નાંખ્યો !! અમારા ગુજરાનનું સાધન તમે છીનવી લીધું! અમને ત્યજી દીધા !

અમારા ગામમાં ખેડુતોને ચારથી છ માસ નવરા બેશી રહેવું પડે. સ્ત્રીઓને તો એથી વધુ વખત નવરા બેશી રહેવું પડે તેવા સમયમાં અમને પરચુટણ ઉદ્યોગો નિભાવ આપતા હતા. તે તમે મારી નાંખ્યા !

અ૦-અમે મારી નાંખ્યા ?

વૃ૦-ત્યારે બીજું શું ? તમે અમને ઉત્તેજન આપી શકો તેમ છે, છતાં આપતા નથી; તો પછી, બીજું શું કહેવાય ? તમારોજ દાખલો લ્યો. તમારી કોલેજોમાં વિદ્યાર્થીઓને રહેવા માટે હોસ્ટેલો

હોય છે. તેમાં સેંકડો વિદ્યાર્થીઓ રહે છે. તમે, કદી વિચાર કર્યો કે સંચામાં દળેલ લોટને બદલે, ઘંટીનો દળેલો લોટ લઇએ? સંચામાં સાફ કરેલા ચોખા ખાઓ, તેને બદલે, હાથના છડેલા ચોખા વાપરીએ? મીલનાં બનાવેલાં કપડાં વાપરીએ તેને બદલે હાથવણાટની ખાદી અપનાવીએ? ઘંટીનો લોટ, સંચાના દળેલા લોટ કરતાં વધારે ફાયદાકારક છે: તેવુંજ ચોખાનું છે, એમ સર્વત્ર કબુલ કરવામાં આવે છે. પણ તેની અસર તમારા ઉપર થઇ? હાથથી બનાવેલ માલ સંચાથી બનાવેલ માલ કરતાં વધારે ટકાઉ હોય છે. પણ તમારે તેની શી દરકાર છે! તમારે તો બહારનો ચળકાટ જોઇએ! તે જોઈ, તમે તુરત અંજાઇ જાઓ છો!

હાથ બનાવટની કામળીનો દાખલો લ્યો. તે તમને ખરબચડી લાગે છે. તેથી, તમે તેનાથી દૂર નાશી જાઓ છો. પણ તમને ખબર છે કે જેઓએ ગામડાંની હાથ બનાવટની કામળીને ફીનીશીંગ પ્રોસેસ આપ્યો છે, તેઓએ પુરવાર કરી આપ્યું છે કે, તેમ કર્યાથી, પરદેશની કામળીઓને ટક્કર મારે તેવી, આ કામળીઓ બને છે? પણ તમને તેટલી મહેનત લેવાની દરકારજ કયાં છે!

તમો, શહેરીઓનો સંગીન ટેકો હોય, તો અમો અમારા ફાજલ સમયમાં નવા ઉદ્યોગો કરી શકીએ. જેવાકે ચોખા છડવા, ઘંટીનો લોટ દળવો, હાથવણાટ, ટોપલીઓ બનાવવી, દોરડાં બનાવવાં, ડેરી સ્થાપવી, પોલ્ટ્રીનું કાર્ય હાથ લેવું, મધમાખીઓ ઉછેરવી, સેરીકલ્ચર અને ઘેટાંને ઉછેરવાં, વિગેરે.

જો, તેથી પણ વધુ ઉત્તેજન, અમો ગામડીઆઓને તમો આપો, તો અમો સાદડીઓ બનાવવાનું કામ, મોજાં, ગંજીફ્રાક, કાંડીની પેટીઓ વિગેરે બનાવવાનું કામ કરી શકીએ. પણ તે બધા માટે તમારો સહયોગ, તમારૂં ઉત્તેજન, તમારી સહાય જોઈએ!

હિન્દુસ્થાનમાં શહેરો છે તેના કરતાં ૧૧૬ ગણાં વધુ ગામડાં છે. પણ ગામડાં પાછળ, ૧૧૬ ગણાની વાત તો જવા દ્યો, પણ ૧૬ ગણી પણ સંભાળ રખાય છે? ખરેખર! ગાંમડાંનો વિષમ કાળ આવ્યો છે અને તે નાબુદ થઈ જાય તેની કોઇને દરકાર પડી નથી!

મહમદઃ તમે વધુ પડતી વાત કરતા હો, એમ મ્હને લાગે છે!

વૃ૦–જરાકે નહિ! પહેલી લ્યો, વિદ્યા. વિદ્યાની બાબતમાં અમારી સ્થિતિ જુઓ. હાલના જમાનામાં, બધુ નહિ તો, માત્ર વાંચતાં લખતાં આવડે, તો પણ અમારૂં માનસિક ક્ષેત્ર વિશાળ બની શકે તેમ છે. અત્યારે અમને દુનીઆની કશી ખબર નથી! કબુલ કરીએ કે અમે "જંગલી" છીએ! પણ તે કોનો વાંક! તમારામાં દરવર્ષે સેંકડો ગ્રજ્યુએટો થાય છે. અને નોકરીની શોધમાં જીવ–વ્યથા કરે છે! એમણે કદી વિચાર કર્યો છે કે એમને માટે મ્હોટું ક્ષેત્ર વાટ જોઇ બેશી રહ્યું છે? ગાંમડામાં દર હજાર માણસોમાં ૯૦૧ માણસ અભણ હોય છે. ૧૨,૩૦૪ ગામડાંઓમાં તો બીલકુલ નિશાળજ નથી! તમે કહો છો કે ગામડીઆઓ ગામડાં અસ્વચ્છ રાખે છે. પણ તમે આવીને અમને બતાવો, શીખવાડો. તેના બદલામાં, અમે ફુલ નહિ તો ફુલની પાંખડી આપીશું! તમે ભણેલાઓ, શહેરોમાં રહી ભુખે મરવાનું પસંદ કરો છો. તમારે ગામડાંમાં આવી જીવવું અને જીવાડવું નથી! તમે આવો. અમને વાંચતાં લખતાં શીખવાડો તો અમને કામ કરવામાં હુંશીઆરી આવે; નવી નવી ચીજોનું અમને જ્ઞાન થાય; જુની પદ્ધતિમાં તણાયા કરવાની અમારી ટેવ ઘસાય; નવા નવા માર્ગો અમને સુઝે; અને અમારી સ્થિતિ સુધારવા માટે, અમારે પોતે શું શું કરવાની જરૂર છે તેની અમને સમજ આવે. અત્યારે તો અજાણ અવસ્થામાં અમને સર્વત્ર અંધારૂં જણાય છે. એ અમારી સ્થિતિ થઈ ગઈ છે!

વિદ્યાને આરોગ્ય સાથે ધાડો સંબંધ હોય છે. વિદ્યા બાબત અમારી સ્થિતિ જોઈને, અમારા આરોગ્ય બાબત શી સ્થિતિ છે તે તમે સહેલાઈથી સમજી શકશો.

અમારી અવિદ્યાનું એક ભયંકર પરિણામ એ છે કે અમારા વચ્ચે તાવ, મરડો, પ્લેગ, કોલેરા, શીતળા અને એવા અનેક રોગો, પોતાનું ક્રૂર કામ કરી રહ્યા છે! બાળકો,–ઉગતા ખેડુતો–નું મરણ પ્રમાણ તો કહેવાયું ન જવાય એવું ભારે છે. છતાં અમારે માટે આરોગ્ય રચના નજીવી છે. પંચમહાલમાં ૨૪૯૬૬ માણસો વચ્ચે એક ડાકટર છે; અમદાવાદ ઝીલ્લામાં ૧૮૬૯૭ માણસો વચ્ચે એક ડાકટર છે. ખેડામાં ૧૧૬૪૭ માણસો વચ્ચે એક ડાકટર છે. ૧૮૦ ચોરસ માઇલમાં એક હોસ્પીટલ છે. ૪૧૯૪૦ માણસે માત્ર એક હોસ્પીટલ! આટલા બધા માણસો વચ્ચે એક ડાકટર કે એક હોસ્પીટલ શું કરી શકે! કેટલે સુધી પહોંચે! ભણેલા ડાકટરોને તો માત્ર "વધુ કેમ કમાઉં," એ ઝંખના! બધા, શહેરોમાં દોડી રહ્યા છે! પણ જ્યાં ખરી સેવા કરવાની, જ્યાં ગરીબનો ખરો આશીર્વાદ લેવાનો, ત્યાં તો, એમના જાતભાઈઓને તે ભૂલીજ ગયા છે! તમને ખબર છે કે રશીઆમાં, ડાકટરી પરીક્ષા પાસ કરનારે, દરેકે, એકથી ત્રણ વર્ષ સુધી ગ્રામસેવા કરવી ફરજીઆત છે? ડાકટરો, ગામડામાં જઈને રહે તો તેમને કમાણીમાં ભોગ આપવો પડે, તેના થોડા અંશે બદલા તરીકે, સરકાર તેમને આર્થિક સહાય આપે છે. છતાં, આ કાર્ય ઉપર ડાકટરો અને હોસ્પીટલ એસીસ્ટંટો કાંઈ લક્ષ આપતા નથી! પરિણામે, ગાંમડાં રોગમાં સબડ્યા કરે છે.

આવી આવી મુશ્કેલીમાં પણ અમે જેમ તેમ કરી, માલ ઉત્પન્ન કરીએ છીએ; તો તેની શી સ્થિતિ થાય છે તે જુઓ. અમારે અમારો માલ વેચવો હોય તો, અમારે શહેરમાં, માલ માથે ચઢાવી ઘેર ઘેર, અને શેરીએ શેરીએ, આખો દિવસ ભમવું

પડે છે અમે અમારો માલ ઘરમાં રાખીએ, તો તમારામાંથી, કોઇ તે જોવા આવવાની મહેનત લેનાર છે? કોઈ ના આવે; અને અમારો માલ અમારે માથે પડે અને અમે ભૂખે મરીએ! કોઇ ઠેકાણે મેળો ભરાયો હોય તો અમારો માલ અમે ત્યાં લઇ જઇએ. પણ મેળો કાંઈ રોજ ભરાય છે? વરસમાં એક વાર કે બે વાર! અને તેમાં કાંઇ બધા માણસ આવે છે? હવે રહ્યો દુકાનદાર. અમારો માલ તેની પાસે લઇ જઇએ, ત્યારે એ એવી નીચી કીમત કહે કે અમે છેક નીચોઇજ જઈએ! પણ વેપારી પોતાના ઘરમાં બેઠો: અને અમે એને બારણે ગયા! એટલે એ જાણે કે અમારો માલ આપ્યા વિના અમે જઈ શકીશું નહિ. તેથી, અમારી ગરીબાઇ અને અમારી અશક્તિનો લાભ લઇ, અમને એવી કીમત આપે, કે અમને કાંઇ નફોજ ના રહે! માત્ર, તે જે આપે તે લઇને, ઘેર વળીએ!

તમારા શહેરોમાં તમે એક જગા ખાસ ઇલાયદી રાખી હોય કે જ્યાં, ગામડામાં બનતો માલ મળે, તો આખુ શહેર જાણે કે ગામડાનો માલ શહેરમાં અમુક જગાએ મળશે અને તે લેવા આવવાનું તેમને મન થાય, તો અમને અને તેમને કેટલું બધું સુગમ થઇ પડે! અને વિશેષ લાભ તો એ થાય કે, વચલા આદમીઓ નફો કાઢી જઇ, કીમતમાં વધારો કરે છે અને પેદા કરનારની મેહનતનો બદલો ઓછો કરે છે, તેમ બનતું બંધ થાય

તમને છાપાં બહુ ગમે છે. તમારા શહેરની દીવાલો ઉપર સીનેમાનાં મ્હોટાં મ્હોટાં ચિત્રો અને જાહેર ખબરો અમે જોઇએ છીએ. તમે કદી પણ વિચાર કર્યો છે, કે ગામડાંના માલને તે પ્રમાણે છાપા અને દીવાલો પર જાહેર ખબરો મારફત, શહેરીઓના ધ્યાન ઉપર સચોટ રીતે લાવીએ? તમારાં છાપાં જુઓ, અને વિલાયત અને બીજા દેશોનાં છાપાં જુઓ. પરદેશનાં છાપાંઓ

ગાંમડાંના માલના ઉત્તેજન ઉપર કેટલુ બધુ ધ્યાન આપે છે! કેવા કેવા લેખો આપે છે! કેવી કેવી જાહેરાત આપે છે! કેવી હુંશીઆરીથી, કેવા હુન્નરથી, કેવાં ચિત્રોથી, ગાંમડાંના માલ માટે, જનતામાં પ્રેમ ઉત્પન્ન કરે છે! પણ આપણા દેશનાં છાપાંઓ તો એ બાબતમાં છેલ્લે નંબરે આવે તેમ છે! એમને બીક છે કે એવા એવા વિષયો છણીશું, તો વાંચનાર-ઘરાકી કમી થઇ જશે! અત્યારે તો જાહેર છાપાંની બેદરકારીને લીધે અને મ્યુનીસીપાલીટીઓ અને લોકલ બોર્ડના સભાસદોની અક્ષમ્ય બેદરકારીને લીધે, અને પરદેશના વેપારીઓના ચાતુર્યને લીધે, આપણાં ગાંમડાંના ઉત્પન્નને કોઈ જાણતું પીછાણતુંએ નથી, અને એને લાતો મારી, કુવામાં ગબડાવી દેવામાં આવે છે! હું ખોટું કહેતો હોઉં તો, વિલાયતના 'ધી લન્ડન ટાઇમ્સ' જેવા જગ જાહેર પત્રની કોઇ પણ નકલ લ્યો અને તેમાં ગ્રામ પદાર્થોને મહત્વ આપવામાં આવ્યું છે તે જુઓ, અને આપણા છાપાંઓમાં શું લખ્યું હોય છે તે સરખાવો.

માલ સારો બનાવવાને કાંઇક નાણાં તો જોઈએજ ને! પણ તે બાબતમાં તો હમે તદ્દન નિઃસહાય છીએ! કાચો માલ ખરીદવા માટે નાણાં જોઇએ, તે અમારી પાસે નથી. અમારા માલની સારી કીમત ઉપજે તેટલો વખત વાટ જોઇએ, એટલી અમારી શક્તિ નથી. વળી, અમે માલ વેચીએ, તેનાં નાણાં અમને તુરત મળતાં નથી. માલ, ઘણીવાર ઉધાર આપવો પડે છે. વળી, ઉંચો માલ ઉત્પન્ન કરવા માટે, ઉંચાં સાધન જોઇએ, તે ખરીદવાની અમારી શક્તિ નથી. અમારી નાણાંકીય સ્થિતિ એટલી કંગાળ છે કે બી ખરીદવાને પણ અમારી પાસે સાધન હોતાં નથી!

વળી, અમારે ત્યાં જે કાચો માલ હોય છે, તે પણ અમને મળી શકતો નથી. દાખલા તરીકે, ચામડાં, ઉન જેવો માલ થાય કે તુરત, શહેરોમાંથી, તીડ પેઠે વેપારીઓનાં ધાડાં આવે છે અને પરદેશ મોકલી દેવા માટે, તથા તમારી મીલો અને ફેકટરીઓના ઉપયોગ માટે કાચા માલનો સારામાં સારો ભાગ, જુજ કીમતે ઉપાડી જાય છે. છેલ્લો કચરા જેવો કાચો માલ અમારી પાસે રહે છે. પછી અમે તેમાંથી વસ્તુઓ બનાવીએ, તે ઉતરતા દરજ્જાની થાય તેમાં કાંઈ નવાઈ? અમને સારો માલ બનાવવાની તમારા દુકાનદારો અને અન્ય વચગાળેના દલાલો, તકજ કયારે આપે છે?

વળી, તમારાં શહેરોની મ્યુનીસીપાલીટી અને તમારાં લોકલ બોર્ડ જુઓ. અમારે સાંખવાનું પુરતું ના હોય તેમ, અમારા કાચા માલ ઉપર, તેમજ તૈયાર કરેલા માલ ઉપર ઑકટ્રૉઇ ડયુટી નાંખે છે! તે ઉપરાંત, શહેરમાં માલ વેચવા લાવીએ, તેનું વાહન ખર્ચ અમારે માથે પડે છે. અને શાહુકારનું ચઢતું વ્યાજ તો અમારા શિરપર નિરંતર રહે છે!

અમારે નાણાંની જરૂર પડે અને તમારા શહેરના શાહુકાર પાસે ઉછીનાં લેવા જઇએ, તો અમારા શા હાલ થાય છે તેની તમને ખબર છે? નાણાં ઉછીકાં આપતા પહેલાં, શાહુકાર અમારી સાથે સરત કરે છે કે, જે માલ અમે પેદા કરીએ, તે, તે શાહુકારની મારફતજ વેચવો! એ તો ઠીક, પણ વધારામાં અમને એમ બાંધી લે છે કે, અમારો માલ તેની મારફતેજ વેચવો એટલું નહિ, પણ તે શાહુકારના ધ્યાનમાં આવે તે કીમતેજ વેચવો! આવી રીતે હોય તો અમને નફો શું રહે? અને અમે અમારી આજીવિકા કેમ નિભાવી શકીએ?

નવી વિદ્યાના અભાવે, બાપદાદાથી ચાલતી પદ્ધતિથી, બાપદાદાથી ચાલતાં આવતાં ઓજારોથી, અમે કામ કર્યા જઇએ છીએ. તમારા જેવા ભણેલાઓ, અમારાં ઓજારોનો અભ્યાસ કરી, તેમાં સુધારો કરી આપે તો અમો હઝારો ગરીબ લોકોનો આશીર્વાદ તમે મેળવી શકો છો. પણ તમારૂં તે ઉપર લક્ષજ કયાં છે!

તમે શહેરીઓ અમને કાંઈ કાંઈ આર્થિક સહાય આપતા રહો, તમારા શહેરોમાં અમારા માલ માટે માગણી વધારો, વચલો વેપારી લાભ કાઢી જાય છે અને અમારો નફો લઈ લે છે, તેને બદલે, શહેરમાં એવી એક સંસ્થા સ્થાપો કે જે અમારો માલ સહેલાઇથી વેચાવી આપે, તો અમને ઉમંગ થાય! અમારામાં જીવ આવે! અમને ખાત્રી થાય કે શહેર, ગાંમડાંની બાજુ ઉભું છે અને તમારી ઉંફ અમને વળે અને આપણ બન્નેને લાભ થાય!

મીલો અને ફેકટરીઓ વધી એટલે અમારૂં ગુજરાનનું એ સાધન બંધ થયું. અમારામાં બેકારી વધી. એકલી ખેતીથી અમે અમારો નિભાવ ના કરી શકયા. પછી ના ચાલે, અમારે મીલોમાં કામ કરવા જવું પડયું. પરિણામે અમારા ગુજરાન માટે ખેતી તરફ અમો કમી અને કમી જોતા રહ્યા. ખેતીનો ધંધો ભૂલવા માંડયા અને બેદરકારીને લીધે જમીનનો કસ ઉતરવા માંડયો. અમને મીલોમાં મજુરી કરવા જવું પડયું તેથી અમારી કેવી અવસ્થા થઈ છે તેનો ખ્યાલ કરો. તમે તપાસશો તો તમને માલુમ પડશે કે જયાં જયાં મ્હોટા મ્હોટા સંચાઓ, મનુષ્યનું કામ કરે છે ત્યાં, સ્લમ્સ, દારૂ, જુગાર, અનીતિ, ગરીબાઈ, અશક્તાનું ગુલામીપણું વિગેરે અનિષ્ટો દાખલ થયાં છે. માણસ પોતે એક સંચારૂપ બની જાય છે. એનું મનુષ્યત્વ, એનો આત્મા, નષ્ટ થઇ જાય છે.

આપણા દેશમાં ઉદ્યોગો ઓછા છે અને ખાલી મ્હોં ઘણાં છે. તેથી આપણે એવા ઉદ્યોગો શોધી કાઢવા જોઇએ જેથી, ઘણાનો નિભાવ એક સંચો લઇ લે, તેને બદલે, છુટા છુટા ઉદ્યોગોથી ઘણાનો નિભાવ થાય. મીલો કરતાં, ગૃહઉદ્યોગો, આપણા દેશને માટે વધારે જરૂરી છે, તેનું કારણ એ છે. ગૃહઉદ્યોગો મારફત ઘણા વધુ મનુષ્યોને ગુજરાનનું સાધન મળે છે. વળી, પોતાના ઘેર બેઠે મનુષ્ય, ગૃહઉદ્યોગ મારફત, પોતાનો તથા પોતાના કુટુમ્બનો નિભાવ કરી શકે છે. અને તે પણ આનંદના વાતાવરણમાં. શહેરોના સ્લમ્સના ગંદવાડમાં, એમને સબડવું પડતું નથી. અમને ગૃહઉદ્યોગમાં રોકવામાં આવે તો અમારી બુદ્ધિ ખીલવવાની તક અમને મળે, જે મીલોના સંચા ચલાવવામાં મળતી નથી.

અરવિંદઃ હવે અમને, ગાંમડાંમાં પ્રસરેલ અવિદ્યા, અનારોગ્ય અને નિર્ધનતા, તથા ગામડાંના માલને ઉત્તેજનનો અભાવ, તેનો ખ્યાલ આવ્યો. તમે દોરેલું આબેહુબ વર્ણન, બેશક, મનમાં ઉદ્વેગ કરે તેવું છે. ગાંમડાંની આવી અવસ્થા થઈ ગઈ છે, એનો અમને બરાબર ખ્યાલ આજ સુધી નહોતો આવ્યો. ખરેખર! તેના ઉપાય શોધવા જોઇએ!

વૃ૦—માત્ર શબ્દો! ઉપાય તમારા હાથમાં છે. તમને આંખો છે અને તમે જોતા નથી. મન છે પણ તમને લાગણી નથી. તમને બુદ્ધિ છે પણ તેનો ઉપયોગ કરતા નથી! અને છેલ્લે, તમને સ્વદેશ પ્રેમ નથી!

ચારે જણઃ (ચીડાઇને) અરે! એ શું બોલો છો!

વૃ૦—દેશને જરૂર છે, તે માત્ર તમારા શરીરની નહિ, પણ તમારા મનની પણ; તમારી બુદ્ધિની પણ. હું તમને ખાત્રીથી

કહું છું કે જો તમે તમારી બુદ્ધિને નહિ કેળવો, તો બુદ્ધિ ખોશો. કમી કસરત કર્યાથી શરીરને જેટલું નુકશાન થાય છે, તેનાથી ઘણું વધુ નુકશાન, બુદ્ધિને કમી કસરત આપવાથી થાય છે. તમે જાણો છો કે માણસ કસરત ના કરે તો તેનાં હાડકાં કેવાં ગંઠાઇ જાય છે! તેજ પ્રમાણે, જો બુદ્ધિને કસરત ના આપી હોય તો બુદ્ધિ ગંઠાઈ જાય છે. કાચા મન અને કાચી બુદ્ધિને લીધે, શરીરને પણ ઘણા રોગો ઉત્પન્ન થાય છે, કારણ મન છે તે શરીરને ઘડે છે.

અરવિંદ: પણ, તમારી ભૂલ છે. અમે બુદ્ધિને કસરત નથી આપતા, એવું કોણ કહે છે? હમારે, કોલેજમાં કેટલી બધી ચોપડીઓનો અભ્યાસ કરવો પડે છે, તેની તમને ખબર છે? વાંચી વાંચીને તો મરી જઇએ છીએ! પરીક્ષાની પહેલી રાતે જો તમે અમારી હોસ્ટેલમાં આવો તો તમને ખબર પડે!

વૃ૦—મ્હને એ બધી ખબર છે. દરેક જણને એકજ જાતની ચોપડી વાંચવાની. તે ગોખવાની અને તેમ કરી, સારે નંબરે પાસ થવાનું. એ તમારૂં કામ છે. પરિણામ શું આવે છે? તમારા મગજમાં, જે ચોપડીમાં લખ્યું હોય છે, તે ખીચોખીચ ગોઠવાઈ જાય છે. અને જેમ એકજ બનાવટનાં ગ્રેમોફોન સરખો સાદ આપે, તેમ, તમારા બધાના મગજમાં એકજ વસ્તુ ખીચોખીચ ભરેલી હોય છે, તેમાંથી, તમે બધા સરખો પટપટારો કરો છો. એમ કરીને તમારી પોતાની બુદ્ધિને તમે કસરત આપતા નથી! તેને તો તમે ડાબી દ્યો છો! ગુંગળાવી દ્યો છો! એને બહાર આવવાની તકજ આપતા નથી! હમે તમારી બુદ્ધિને જડ કરી નાંખો છો! તમને વિચાર આવતાજ નથી! તમારી વિચાર કરવાની ટેવજ જતી રહી છે, અને તમે શૂન્ય, અને અસહાય્ય બન્યા છો!

જો તમને તમારા ગરીબ દેશબંધુઓની દાઝ હોત તો તમારી—એટલે હાલના યુવકોની—આવી વર્તણુક હોતજ નહિ !

ચારે જણ: (ઉશ્કેરાઇને) કેવી વર્તણુક ?

વૃ૦—તમે વિચાર કરતા નથી ! તમે વિચારપૂર્વક વર્તન રાખતા નથી ! તમે ગ્રામઉદ્યોગને અપનાવતા નથી ! અને તમે તમારા ગરીબ દેશ બંધુઓ માટે કાંઈ પણ ભોગ આપવા તૈયાર નથી !

ચારે જણ: એ જુઠું છે ! પુરવાર કરો !

વૃ૦—(પાસે થઇને જતા એક છોકરાને ટહુકારીને) અલ્યા ટપલા ! જા મ્હારે ઘેર. મ્હારા ઇસ્કોતરીઆમાં પીળા રંગના કાગળો છે તે લઇ આવ.

(છોકરો, સાંભળીને, દોટ મુકે છે).

ચારે જણ: (રોષથી) તમે અમારા ઉપર નહિ, પણ અમારા આખા યુવક વર્ગ ઉપર શરમભરેલ આક્ષેપ મુકયો છે ! તમારે તે પાછો ખેંચી લેવો જોઇએ !

વૃ૦—ધીરા પડો ! એક ક્ષણમાં તમને ખરી "શરમ" શું છે તે બતાવું છું !

## ૩. આપણી શરમ (પહેલી.)

(ટપલોં, દોડતો દોડતો આવી, વૃદ્ધજનના હાથમાં કાગળ મુકે છે. વૃદ્ધજન કાગળ ઉઘાડી, ઉંડા નીસાસા સાથે તેના ઉપર નજર નાંખે છે).

વૃદ્ધ૦—દેશપ્રેમીઓ ! લ્યો આ હિન્દુસ્થાનની અને આપણા પ્રાન્તની શરમ !

( અરવિંદ ઉભો થઈ કાગળ સ્વીકારે છે. ચારે યુવકો, ખાટલા ઉપર સાથે બેશી, કાગળ વાંચે છે. જેમ જેમ વાંચતા જાય છે તેમ તેમ તેમના મ્હોં ઉપર ગ્લાનિ પ્રસરતી જાય છે. કાગળ નીચે પ્રમાણે છે ):—

**૧૯૩૭-૩૮ માં પરદેશથી હિન્દુસ્થાનમાં આવેલ માલનું પત્રક**

તથા

**તેવો માલ મુમ્બાઈ પ્રાન્તમાં દાખલ થયો તેનું પત્રક.**

| માલની જાત. | | હિન્દુસ્થાનમા | મુમ્બાઈ પ્રાન્તમાં. |
|---|---|---|---|
| ખોરાકીનો માલ. | | (રૂપીઆ, લાખમાં). | (રૂપીઆ, લાખમાં). |
| ડબામાં અથવા બાટલીમાં ભરેલાં ફ્રૂટ. | ... | ૬૨.૮ | ૧૬.૩ |
| ખાંડની બનાવેલી ચીજો. ... | ... | ૧૮.૭ | ૭.૨ |
| દુધમાંથી બનાવેલ ખોરાક. ... | ... | ૧૭.૧ | ૩.૦ |
| જાડુ કરેલ દુધ, દુધનો ભુકો વિગેરે. | ... | ૧૯.૪ | ૪.૭ |
| બીજી પરચુરણ ચીજો. ... | ... | ૧૪૨.૩ | ૪૨.૪ |
| તાજાં અથવા સુકવેલાં ફળો. ... | ... | ૧૫૮.૨ | ૮૬.૪ |
| લખવાનો સામાન (સ્ટેશનરી). ... | ... | ૮૧.૦ | ૨૭.૬ |

| માલની જાત. | | હિન્દુસ્થાનમાં | મુમ્બાઈ પ્રાન્તમાં |
|---|---|---|---|
| | | (રૂપીઆ, લાખમાં). | (રૂપીઆ, લાખમાં). |
| જનાવરની ચરબી અને લાહી. ... | ... | ૩૮.૪ | ૨૬.૮ |
| માટીનાં વાસણ અને ચીનાઇ માટીનાં વાસણ. | ... | ૪૭.૮ | ૨૧.૦ |
| ફરનીચર અને કેબીનેટ વેર. ... | ... | ૨૧.૩ | ૭.૯ |
| લોખંડનો પરચુરણ સામાન (કટલરી). | ... | ૩૦.૬ | ૧૦.૭ |
| બટન. ... ... | ... | ૨૪.૭ | ૧૦.૮ |
| ગુંદર અને ઝાડના રસ (રેસીન્સ). | ... | ૨૭.૩ | ૧૬.૮ |
| બ્રશ અને ઝાડુ. ... | ... | ૧૫.૩ | ૬.૭ |
| ખાતર. ... ... | ... | ૭૯.૭ | ૬.૩ |
| તંબાકુ. ... ... | ... | ૮૫.૫ | ૧૬.૭ |
| શરીર શણગાર (ટોયલેટ) ની વસ્તુઓ. | ... | ૬૭.૯ | ૨૬.૩ |
| રમકડાં અને રમતની વસ્તુઓ. ... | ... | ૪૪.૧ | ૧૬.૩ |
| કાચનો સરસામાન. ... | ... | ૧૫૧.૯ | ૬૩.૦ |
| **કાગળ અને પુઠાંઓ.** | | | |
| કાગળ. ... ... | ... | ૩૫૯.૬ | ૧૪૨.૯ |
| પુઠાં. ... ... | ... | ૫૫.૧ | ૨૦.૭ |
| રસાયણિક દવાઓ. ... | ... | ૩૩૨.૮ | ૧૦૦.૫ |
| દવાઓ. ... ... | ... | ૨૩૬.૨ | ૯૪.૪ |
| યંત્ર અને મીલને લગતો સામાન. | ... | ૧૭૧૫.૪ | ૫૪૧.૮ |
| લોખંડનો સરસામાન (હાર્ડવેર). | ... | ૩૩૧.૨ | ૧૦૪.૦ |
| રંગવાનાં અને ટેનીંગનાં સાધનો. | ... | ૩૯૪.૧ | ૨૬૬.૩ |
| રંગ અને રંગવાનાં સાધનો. ... | ... | ૧૦૧.૯ | ૩૩.૦ |
| મશીનરીના પટાઓ. ... | ... | ૬૦.૨ | ૨૯.૯ |

| માલની જાત. | હિન્દુસ્થાનમાં | મુમ્બાઈ પ્રાન્તમાં. |
|---|---|---|
| | (રૂપીઆ, લાખમાં). | (રૂપીઆ, લાખમાં). |
| **કારખાનાને લગતો સરસામન.** | | |
| કાંજી ડેક્ષટ્રીન અને ફરીના. ... ... | ૫૯.૪ | ૩૭.૦ |
| બોબીન. ... ... ... | ૪૨.૭ | ૨૯.૬ |
| પીકર્સ. ... ... ... | ૮.૭ | ૭.૨ |
| રોલર સ્કીન્સ. ... ... ... | ૮.૪ | ૭.૫ |
| **ચામડાંનો સરસામન.** | | |
| સાફ કરેલાં અને ટેન્ડ ચાંમડાં. ... | ૧૭.૫ | ૯.૧ |
| બુટ અને જોડા. ... ... | ૨૧.૮ | ૫.૯ |
| બીજો ચાંમડાંનો સરસામાન. ... ... | ૩૫.૧ | ૨૮.૬ |
| **મુસાફરીના સાધનો.** | | |
| મોટર, બસ વિગેરે. ... ... | ૨૦૬.૮ | ૧૫૫.૩ |
| સાયકલ અને તેને લગતો સામાન. ... | ૧૧૮.૫ | ૨૯.૧ |
| **ટેક્ષ્ટાઇલ.** | | |
| સુતરાઉ માલ. ... ... ... | ૧૫,૫૫.૩ | ૫૯૭.૭ |
| રેશમી માલ. ... ... ... | ૧,૯૦.૯ | ૧૫૬.૫ |
| ઉનનો માલ. ... ... ... | ૩,૩૦.૧ | ૧૫૮.૮ |
| બનાવટી રેશમી માલ. ... ... | ૪,૩૧.૫ | ૩૨૩.૫ |

( યુવકો ઉપરનું પત્રક વાંચીને, વિચારમાં પડે છે. )

વૃ૦—ખરેખરૂં તો તમારે આ ભણવાનું છે! આ પત્રક તમારે મોઢે કરવાનું છે! આ અને આટલી બધી આર્થિક પરતંત્રતાનો ઇલાજ શોધી કાઢવાનું અને તે ઇલાજ અજમાવવાનું માન, તમારે ખાટી લેવું, યોગ્ય છે. હાલમાં અમારી સ્થિતિ છે તેનો બરાબર વિચાર કરો. આ પરતંત્રતાથી અમારી શું સ્થિતિ છે, તેનો ખ્યાલ કરો. હજુ પણ સ્થિતિ તેવીજ છે, અરે, બગડતી ચાલી છે!

હાથવણાટથી આખો મહિનો કામ કરીએ તો મરે મરે માસિક રૂપીઆ સાત કે આઠ કુટી કાઢીએ. ૧૯૨૫ ની સાલમાં અમને જે જુજ મહેન્તાણું મળતું તેમાં પણ શીત્તેરથી એંશી ટકા ઘટાડો થયો છે! પહેલાં હાથવણાટની સાડીઓ, ખણ, પેઠણ, પિતાંબર, કેટલાં બધાં વપરાતાં! તમારૂં મન તમે તેમાંથી કાઢી નાંખ્યું! તેવીજ રીતે ઉનની કામળી અને ધાબળીઓનો ઉદ્યાગ કેવો સારો ચાલતો હતો! પણ તમે તેને મારી નાંખ્યો! પત્રક વાંચો! દર વર્ષે ઉનનો માલ કેટલો બધો તમારા પ્રાન્તમાં દાખલ કરો છો અને તેમ કરીને તમારા પ્રાન્તના રબારીઓ, અને કામદારોને રવડાવો છો! તમારે તો રેશમી કપડાં જોઇએ! ખરૂં રેશમી કાપડ ખરીદવાની તમારામાં શક્તિ નથી. તેથી પરદેશી બનાવટી-રેશમ પહેરીને બનો ઠણો છો! (અરવિંદ સામું જોઇને) આ, તમારૂં રેશમી ખમીસ જુઓ! તમને તમારા દેશ માટે જરાકે લાગણી હોય તો તમે એ જાપાનીઝ કાપડ કદી પણ વાપરો? પણ ના, તમારે તો સોંઘુ અને દેખાવડું જોઇએ, પછી, ભલે તમારો જાતભાઇ ભુખે મરે, અને તમારા પૈસાથી જાપાન સમૃદ્ધ થાય!

પટેલ, મધુકર } (હશીને)—લેતો જા, અરવિન્દ!

૫૦—તમે વિચાર કર્યો છે કે દર વર્ષે કેટલા લાખ રૂપીઆ તમારા પ્રાન્તમાંથી, બનાવટી રેશમ ઉપાડી જાય છે? એટલા રૂપીઆ, ત્હમારા પ્રાન્તમાંજ વપરાતા હોત તો, પ્રાન્તને કેટલી બધી રાહત મળત! પણ તમને તો જાપાનીઝ રેશમી માલ, સુતરાઉ સામાન, વીજળીની તથા ઇનકેન્ડેસન્ટ બત્તીઓ, ટ્રાઇસીકલો વિગેરે ચીજો ગમે, પણ તેવી, તમારા દેશની વસ્તુઓને તમે હાથ અડકાડશો નહિ!

તેવુંજ અન્ય ઉદ્યોગોનું છે! તમારા પ્રાન્તમાં બનાવેલ દોરડું, દોરી તમને ગમે નહિ ત્હમારે તો પરદેશી જોઇએ. તમારે, તમારી સ્રીયોને, ત્હમારાં ગૃહને, ત્હમારાં બાળકોને સુટ કેસ, બેગ, પટ્ટા, સાડીઓ, સોના ચાંદીની ઝીક, મોજાં, મફલર, બંગડીઓ, બ્રશ, રમકડાં, ટોયલેટ સાબુ, વિગેરે ચીજો જોઇએ, તે દુકાનોમાં લેવા જાઓ, અને બીચારો દુકાનદાર માલ લાવીને બતાવે અને કહે કે, "આ આપણા દેશનો બનાવેલો છે," તો, ત્હમારી નજર પરદેશી, વધારે સુન્દર દેખાતા માલ તરફ જાય, અને ત્હમારા પોતાના જાતભાઇએ બનાવેલા માલ ઉપર તેણે કેટલી મ્હેનત કરી હશે, તેના ઉપર એણે પોતાનાં બાળબચ્ચાંને રોટલા આપવાની કેટલી મદાર બાંધી હશે, તેનો ત્હમારા ક્રુર હૃદયને ક્ષણભર પણ વિચાર ના આવવા દ્યો! આપણા પ્રાન્તમાં બનેલાં વાંસના પડદા અને ટોપલીઓને દેશ મારી, પરદેશી ચીજો વાપરો છો! વાંસનાં રમકડાં બનાવવાને કશું ઉત્તજન આપતા નથી! કુંભાર માટીનાં વાસણ બનાવે તેને તુચ્છકારી એલ્યુમીનીયમનાં વાસણ વસાવો છો! દેશી છરીઓ, અને તાળાંને તો હવે અડકેજ કોણ! દર વર્ષે લાખો રૂપીઆનાં તાળાં, છરીઓ વિગેરે આપણા પ્રાન્તમાં દાખલ થાય છે અને આપણા પ્રાન્તનો રોટલો લઈ લે છે! આવા સ્વદેશી ઉદ્યોગોને

ખંતથી ચાલુ ઉત્તેજન આપવાના તમે અખાડા કરો છો ! તેવુંજ ચાંમડાના માલનું છે. દર વર્ષે કેટલા બધા લાખ રૂપીઆનાં બુટ અને ચામડાનો બીજો માલ પ્રાન્તમાં, બહારથી દાખલ થાય છે !

તમારે બીડીઓ ફુંકવા જોઇએ: તે પણ તમારે પરદેશી જોઇએ ! સોમાં શીત્તેર ટકા બીડીઓ બહારથી તમે મંગાવો છો અને વાપરો છો ! બીડીઓ શળગાવવા દીવાશળી જોઇએ તે પણ ત્હમે પરદેશી મૂડીની બનાવટની લ્યો. સાબુનું, બુટનું અને સેન્ટના તેલનું પણ તેવુંજ છે. પરદેશી મુડી તેનો લાભ, હિન્દુસ્થાનમાં આવીને, તમારા ધજવામાંથી લઇ જાય છે. અને વધુમાં સાત લાખનો પરદેશી સાબુ હજુ પ્રાન્તમાં દાખલ થાય છે ! કાનરા, થાણા, બેલગામ અને સુરતના કેટલાક ભાગમાં દીવાશળી બની શકે તેમ છે. પણ તેનો ત્હમે કદીએ વિચાર કર્યો છે ?

અરે, બીજું તો શું, પણ બીસ્કીટો તમારે ખાવા જોઇએ, તે પણ પરદેશી ! શું તમારી બ્હેનો, માવતરોને, તમારે માટે તાજી ખાવાની ચીજો બનાવતાં નથી આવડતું કે તમારે, તે માટે હઝારો માઇલથી આવતો માલ ખાવો જોઇએ ? તમારા મુમ્બાઇ પ્રાન્તમાં રોટલા જોઇએ તે પણ લાખો રૂપીઆના રોટલા, દર વર્ષે પરદેશથી મંગાવો છો, અને તમારે મીઠાઇ જોઇએ, તે દર વર્ષે લાખો રૂપીઆની મીઠાઈ પરદેશથી મંગાવો છો ! અને જાણે આપણા પ્રાન્તમાં ફળ થતાં ના હોય, તેમ લાખોનાં ટીન્ડફ્રુટ દર વર્ષે મંગાવો છો ! શું તમારી જીભ ! અને શું તમારો સ્વદેશ પ્રેમ ! શું તમારી, તમારાં ગાંમડાં માટે લાગણી !

મ૦-બેશક ! તમે કહો છો તે વિચારવા જેવું છે !

વૃ૦—માત્ર વિચારવા જેવું ?

અરવિંદ: તમે અકળાઓ નહિ ! અમને આપણાં ગામડાંનો કાંઇ વિચાર ના આવ્યો હોત તો અમો તમારી પાસે આજે આવ્યા ન હોત ! અમારી પૂર્ણ જવાબદારી સમજીને, અમે તમને ખાતરી આપીએ છીએ કે અમારા જેવા ઘણા યુવકો, દેશસેવા માટે પોતાનો ભોગ, અરે ભૂલ્યો, ભાગ આપવા તૈયાર છે. પણ તેઓ શી રીતે સહાય કરી શકે; ગામડાંવાળાઓની શી શી મુશ્કેલીઓ છે તેની તેમને ખબર નહોતી. એ બાબતનું અમારૂં અજ્ઞાન ઓછું કરવા માટેજ અમે, અમારી રજાનો ઉપયોગ આ પ્રમાણે કર્યો છે.

વૃ૦—શહેરીઓ, અને દેશના સઘળા યુવકો સ્વદેશી, ઉદ્યોગો અને ગાંમડાંઓમાં, અક્કલપૂર્વક રસ લેતા થાય તે ઘણી ઇચ્છવા જેવી, અને ઘણી મહત્વની બીના છે. તેમના મનમાં સ્વદેશ પ્રેમ હશે. પણ તેમનામાં અજ્ઞાન ઘણું છે. અને તેથી તેઓ પોતાની લાગણીને, સારૂં અને હિતકર્તા રૂપ આપી શકતા નથી; અને તેમની સારી લાગણીથી દેશને કશો પણ લાભ થતો નથી. ખરેખરૂં તેમને શરમાવા જેવું તો તે છે !

આપણા પ્રાન્તમાં ઝીલ્લા ઝીલ્લાવાર ઉપયોગી ઉદ્યોગોની ઘણી સૂચક યાદી અને માહિતી સર પરશોતમદાસ કમીટીના ૧૯૩૮–૧૯૪૦ ના રીપોર્ટમાં આપેલી છે. તે વાંચવાની તમને ખાસ ભલામણ કરૂં છું. ત્યાં તમારા ચાતુર્યને ઘણો અવકાશ મળે તેમ છે.

## ૪. આપણી શરમ (બીજી).

### અજ્ઞાન અને બેપરવાઈ.

વૃ૦—જ્યારે એમ. એ. અને બી. એ. ની સમક્ષ હું હિન્દુસ્થાનની વાતો કરૂં છું ત્યારે તેઓ કહે છે કે "અમે ગ્રીસ, રોમ, અને વીલાયતના દેશનો ઇતિહાસ વાંચવામાં એટલા બધા રોકાઈ ગયા હતા કે અમારી જન્મભૂમિની સ્થિતિથી વાકેફ થવાની અમને તક મળી નથી! અમને સમય નહોતો!" બીજા કોઈ દેશમાં, તે દેશનો પુત્ર આવા શબ્દ, પોતાના દેશ પ્રત્યે બોલે, તો તે કેવો કહેવાય, તેની તમને ખબર છે? અરે, તમારા દેશ બાબત તમારા કરતાં વધુ માહિતી તો, અમેરીકનોને છે! હશે! હજી પણ તમારા દેશની સ્થિતિનો અભ્યાસ તમે કરી શકો છો. હજી પણ તમે તમારી જન્મભૂમિમાં ખરો રસ લઈ શકો છો! અત્યારે તમને એ બાબતમાં કેટલું બધું અજ્ઞાન છે!

તમારા પોતાના પ્રાન્તમાં "ઇન્ડસ્ટ્રીઅલ એસોસીએશન્સ" સ્થાપવામાં આવ્યાં છે, તેની તમને ખબર છે?

ચારે જણ: ના. તે શું છે?

વૃ૦—તમારા જેવાએ જાણવાની જરૂર છે. એટલુંજ નહિ પણ તેવી સંસ્થાઓને સહાય કરી અને તેના કાર્યમાં ભાગ લઇને, તમારી દેશ માટે લાગણીને મૂર્તિમાન કરવાની જરૂર છે! ગાંમડાંના ઉદ્યોગજીવીઓને આવી સંસ્થાના સભાસદ

કરવામાં આવે છે. આ સંસ્થા તેવાઓને માલ લે છે અને તેનું વેચાણ કરાવવામાં સહાય કરે છે. આવી એક સંસ્થા અહમદનગરમાં છે. તેના ૫૪૫ સભાસદો છે. તેની મારફત એક વર્ષમાં લગભગ રૂ. ૩૪૦૦૦ નો ગાંમડાંનો માલ વેચાય છે. અમદાવાદમાં તેવી સંસ્થા છે, તેના ૧૭૮ સભાસદો છે. અને તેની મારફત રૂ. ૮૬૦૦ નો માલ વેચાય છે. તેવી સંસ્થાઓ હુબલી, શોલાપુર, યેવલા, માલેગામ અને બીજાપુર તાલુકામાં પણ છે. પણ તમે તેનો માલ ઉપાડવામાં કશી સહાય કરતા નથી. અને પરદેશી સ્થળોએ દોડી જાઓ છો! તમને તમારા ગાંમડાં પ્રતિ પ્રેમજ કયાં છે! શા માટે આવી સંસ્થાઓ પાસેના માલની ઉપાડ માટે લોકમત કેળવતા નથી! એવી સંસ્થાઓના તમે શેરો કેમ લેતા નથી?

સરકાર કેટલા ઉદ્યોગોને આર્થિક સહાય કરી રહી છે, તેની તમને કશી ખબર છે?

ચારે જણ: ના.

વૃ૦—ફાર્માકયુટીકલ અને કેમીકલ પ્રોડકટસ બનાવતી સંસ્થાને; સીલ્સ અને વેટસ બનાવતી સંસ્થાને; કેમેરા અને ડુપ્લીકેટરો બનાવતી સંસ્થાને; વેજીટેબલ ઓઈલ લેમ્પમાં સુધારો કરવાને; કાનરામાં પ્લાયવુડની ફેકટરી કરવા માટે; કાનરામાં પેપર પલ્પ ફેકટરી કરવા માટે; વિગેરેને આર્થિક સહાય સરકાર આપે છે. આવી સહાયનો લાભ તમારે માટે તૈયાર છે. હેન્ડલુમ વીવીંગ સ્કીમ માટે સરકારે છેલ્લાં પાંચ વર્ષમાં રૂ. ૩૦,૮૮,૭૦૦ ફલાયદા કાઢયા છે. ૧ એપ્રીલ ૧૯૪૦ થી ધી બોર્ડ ઑફ સાયંટીફીક એન્ડ ઈન્ડસ્ટ્રીઅલ રીસર્ચ સ્થાપ્યું છે. તે ઉપરાંત ધી ઈમ્પીરીઅલ સેરીકલ્ચર કોન્ફરન્સ, ધી વુલન ઈન્ડસ્ટ્રી કોન્ફરન્સ વિગેરે સભાઓ ભરવામાં આવે છે.

વળી, ડીપાર્ટમેન્ટ ઑફ ઇન્ડસ્ટ્રીઝનું ખાતું, બનાવેલ માલને જાહેરાત આપવામાં, ટેકનીકલ સલાહ આપવામાં, રેલવે પાસેથી ફ્રેટમાં છુટછાટ મેળવવામાં, કાચો માલ દેશમાં લાવે તેના ઉપર લેવાતા કરમાં ઘટાડો કરાવવાની બાબતમાં સહાય કરે છે. હાથવણાટના કામમાં, જવારમાંથી સ્ટાર્ચ બનાવવામાં, લીંબુના રસમાંથી કેલ્શીઅમ સાઇટ્રેટ બનાવવામાં, તમાકુમાંથી નીકોટાઇન ઇન્સેક્ટીસાઇડ બનાવવામાં, ડાંગરનાં છોડાંમાંથી સ્ટ્રોબોર્ડ બનાવવામાં, વિગેરેમાં તે શોધખોળ કરી રહ્યું છે. વળી જાતજાતની કોરો બનાવવા માટે, રંગના કામમાં, સોના ચાંદીના તાર કાઢવામાં, વાંસની ચીજો બનાવવામાં, સાબુ બનાવવાની રીત સુધારવામાં, વિગેરેમાં શિક્ષણ અને શિષ્યવૃત્તિઓ આપવામાં આવે છે. તે ઉપરાંત ઇલેક્ટ્રીકલ, ઓટોમોબાઇલ, અને રેડીઓની બાબતોમાં શિક્ષણ આપવામાં આવે છે. પણ તે તરફ તમે તમારૂં લક્ષ જરાકે દોર્યું નથી !

ધી ઇમ્પીરીઅલ કાઉન્સીલ ઑફ એગ્રીકલ્ચરલ રીસર્ચ, કપાસની જાત સુધારવામાં, ફળની જાત સુધારવામાં, લીનસીડ ફાઇબર, જંગલી ઘાસ, અમુક ડ્રગ્સ, ગોળના ઉપયોગો, વિગેરેમાં શોધખોળ કરી રહી છે. ફ્રુટ ઉગાડવાના અખતરાઓ પુનામાં ફ્રુટ એક્ઝપેરીમેન્ટીંગ સ્ટેશન ચાલુ કર્યાં કરે છે. વિગેરે કામ ચાલ્યા કરે છે. પણ તમે તેમાં કાંઇ પણ રસ લ્યો છો ?

આ બધી સ્થિતિની તમને કશી જાણ ના હોય તો તમે ગ્રામઉદ્યોગને સહાય આપવાનો પ્રચાર કેવી રીતે કરી શકશો ? જ્યાં સુધી, તમારા પોતાનાજ મનમાં ગ્રામઉદ્યોગો તરફ પ્રેમ નથી ઉત્પન્ન થયો, ત્યાં સુધી તમે બીજામાં કેમ પ્રેમ ઉપજાવી શકશો ? તમે પોતે ગ્રામઉદ્યોગોનું જ્ઞાન ના મેળવો ત્યાં સુધી, તમારા પોતાના મનમાં પ્રેમ કયાંથી ઉત્પન્ન થાય ! જ્યાં સુધી

એ જ્ઞાન મેળવવાનો પ્રયત્ન પણ તમે ના કરો ત્યાં સુધી, એ જ્ઞાન તમને કેવી રીતે પ્રાપ્ત થાય !

પ્રજાનાં નાણાંનો ઉપયોગ કરી, સરકારે કેટલાક ઉપયોગી રીપોર્ટ પણ મેળવ્યા છે. તે તમારે જોવા જોઇએ. તમને ઘણા લાભકર્તા નીવડશે.

ચારે જણ: શાના રીપોર્ટ છે ?

વૃ૦—આપણા પ્રાન્તમાં વેજીટેબલ ઑઇલનો ઉદ્યોગ છે, તે બાબત રીપોર્ટ (૧૯૨૦–૧); ખાનપુર તાલુકામાં ચાઇના કલે ડીપોઝીટ બાબત રીપોર્ટ (૧૯૨૦–૧); આપણા પ્રાન્તમાં દીવાશળીઓ બનાવવાને કામમાં આવે તેવાં લાકડાં સંબંધી રીપોર્ટ (૧૯૨૨); આપણા પ્રાન્તમાં આર્ટસ અને ક્રેફ્ટસ સંબંધી રીપોર્ટ (૧૯૨૬–૭), હાથવણાટ સંબંધી રીપોર્ટ (૧૯૨૭–૮); ગાંમડાંમાં ટેનીંગ સંબંધી રીપોર્ટ (૧૯૨૭–૮); અને આપણા પ્રાન્તમાં એલ્યુમીનીઅમ સંબંધી રીપોર્ટ (૧૯૩૬). આ બધા રીપોર્ટો સરકારી ઓફીસોનાં કબાટો સેવે છે. તે બહાર કઢાવવા, અને તેનો અભ્યાસ કરી, આગળ કદમ ભરવું, તે તમો યુવકોનું કામ છે.

અને સૌથી મહાન તો ધી ઓલ ઈન્ડીઆ સ્પીનર્સ એસોસીએશન તથા ધી ઓલ ઇન્ડીઆ વીલેજ ઇન્ડસ્ટ્રીઝ એસોસીએશનના કામનો તમારે અભ્યાસ કરવોજ જોઇએ. એ તમે જાણતા નથી, ત્યાં સુધી, તમે કાંઇ જાણતા નથી.

વારૂ, સર પરશોતમદાસ ઠાકોરદાસના પ્રમુખપણા તળે ધી બોમ્બે ઇકોનોમીક એન્ડ ઇન્ડસ્ટ્રીઅલ સર્વે કમીટી, મુમ્બઇ સરકારે નીમી હતી, તેનો રીપોર્ટ (પહેલો ભાગ) તમે વાંચ્યો ?

ચારે જણ: ના.

વૃ૦—તે અવશ્ય વાંચવા જેવો છે. આઠ આનાની કીમતે ધી બોમ્બે ગવરમેન્ટ સેન્ટ્રલ પ્રેસમાં મળે છે, અથવા કોઇ પણ સારા પુસ્તક વેચનારની દુકાનેથી મળશે. ઉપયોગી માહીતીનો, એ રીપોર્ટ, ખજાનો છે. દરેક યુવકે એનો અભ્યાસ કરવા જેવી એ ૨૦૯ પાનાંની ચોપડી છે.

તમે કોલેજોમાં ભણો છો એમ કહો છો, તો એવું કાંઇક ભણોને, કે જેથી તમારૂં અને સાથે તમારા દેશનું સાર્થક થાય! હું કોલેજમાં કદી ભણ્યો નથી. મેટ્રીક નથી થયો માત્ર ગુજરાતી વાંચતાં લખતાં, અને સાદા હીસાબ કરતાં આવડે છે. તો પણ તમારા કરતાં મ્હને વધુ જ્ઞાન છે!

ચારે જણ: હોતું હશે!

વૃ૦—વારૂં ત્યારે, હું તમને પુછું તેનો ઉત્તર દ્યો. ૧૧૦,૦૦૦ શેર દુધમાંથી કેટલા મણ કેસીન થાય?

ચારે જણ: તે ખબર નથી.

વૃ૦—૩૫ મણ થાય. કેસીન આર્જેન્ટાઇન અને ફ્રાન્સમાંથી આવે છે. તે વધારે સારી રસાયણક્રિયાથી તૈયાર કરેલું હોવાથી, તેની તુરત ખપત થાય છે. તો ત્હમે, તમારી કોલેજોમાં કેસીન જેવા પદાર્થો, ફ્રાન્સ અને આરજેન્ટાઇનમાં બને છે, તેવા સારા બનાવવાનું કેમ શીખતા નથી? તમને ખબર છે કે કેસીન શામાં કામમાં આવે છે?

ચારે જણ: ના.

વૃ૦—વેનીર અને પ્લાયવુડ મીલ્સ, દીવાશળીનાં કારખાનાં, ચામડાનો સામાન બનાવવામાં, કાપડની મીલોમાં, કેસીન ઘણો જરૂરી છે. તો તે હુન્નર કેમ શીખતા નથી!

વળી માંદા માણસો અને બાળકોને લાયક ખોરાક બનાવવામાં સ્કીમ્ડ દુધ કેટલું બધું વપરાય છે! તો એ હુન્નર કેમ શીખતા નથી? વળી ખેતીમાંથી ઉપજતો "રદ્દી માલ" પરદેશ મોકલાય છે અને તેમાંથી જાતજાતના ખોરાક બનાવી પાછા હિન્દુસ્થાન મોકલાય છે અને મ્હોટી કીમતે વેચાય છે. તો, તમારા દેશના કચરાનો સારો ઉપયોગ કરવાનું તમે જાતે કેમ શીખતા નથી? હિન્દુસ્થાનમાં ડેરીનો ધંધો ઘણો ઉત્તમ રીતે ચાલી શકે તેમ છે. પણ તેનું જ્ઞાન અને તેને સફળ કરવાની ધગશ તમને જરાકે છે?

અરવિન્દ: "રદ્દી માલ," તે કેવો?

વૃ૦—મરેલા જાનવરનાં હાડકાં, શીંગડાં વિગેરે માલમાંથી ઘણુંએ બની શકે તેમ છે, જેવાંકે કાંશકા, રમકડાં વિગેરે. તમારે એવી એવી વસ્તુઓમાંથી ધનનું સર્જન કરવું જોઇએ. ત્હમારી સર્જક બુદ્ધિનો ઉપયોગ કવિતાઓ કરવામાં નહિ, પણ આવા આવા કાર્યમાં રોકવી જોઇએ. મ્હેં તમને **આયાતનું પત્રક** આપ્યું તે નિરંતર તમારે તમારી સ્હામું રાખવું જોઇએ. તેની દરેક લીટીનો ઉંડો અભ્યાસ કરો. જ્યારે તમે ક્રીકેટ મેચ જોવા જાઓ છો, અને ત્હમારો પક્ષ બેટીંગ કરતો હોય છે, ત્યારે જેમ જેમ રન થતા જાય તેમ તેમ ત્હમે મનમાં ગણો છો કે, "હવે સ્હામા પક્ષને હરાવવાને ૨૦૦ રન કરવા બાકી રહ્યા;" "હવે ૧૯૦ બાકી રહ્યા;" "હવે ૧૨૫ બાકી રહ્યા;" "હવે પચીસ બાકી રહ્યા," "હવે એક બાકી રહ્યો," અને "હુર્‌રરાહ! આપણે એક રન વધુ કરી ગયા!" તેમ, ત્હમારે આ પત્રક બાબત ગણવાનું છે. જીતવા માટે આપણે કેટલા રન કરવા બાકી રહ્યા છે, તે, આ પત્રક ત્હમને બતાવે છે. આપણી સામેનું ઉધાર પાસુ મક્કમતાથી કમી કરી,

એને ફેરવીને, જમે પાસુ કરવું,—એ **યશસ્વી** અને **પરાક્રમી કાર્ય** કરવાનો અધિકાર તમારો છે. એ વિજયનું માન તમારે માટે છે.

સ્વદેશી ભાવનાની અછતને લીધે આપણો દેશ કઈ દિશામાં જઈ રહ્યો છે તે જાણવું હોય તો આ બીના ઉપર વિચાર કરો કે, ૧૯૩૫–૩૬ માં સિંધ પ્રાન્તમાં પરદેશથી "ટોઇલેટ રેકવીઝીટસ" રૂ, ૮,૩૯,૯૩૮ નાં આવ્યાં હતાં. ૧૯૩૯–૪૦ માં વધુ કીમતનાં આવ્યાં હશે કે કમી?

અરવિંદઃ કમી!

વૃ૦–૧૯૩૯–૪૦ માં, પરદેશથી "ટોઇલેટ રેકવીઝીટસ," સીંધમાં રૂ. ૧૦,૭૪,૯૮૯ ની કીમતનાં આવ્યાં હતાં! એ શું સૂચવે છે?

( યુવકો નીચું જુએ છે. )

આપણો દેશ "તકની ખાણ" છે. પરદેશના લોકો હિન્દુસ્થાનના કાચા માલનો ઉપયોગ કરી, કરોડો રૂપીઆ કમાઈ જાય છે. પરદેશના લોકો કરોડોનો પોતાનો માલ આ દેશમાં ખપાવે છે. આનું કારણ આપણું અજ્ઞાન, આપણી અંજાઇ જવાની ટેવ, અને આપણું આલસ્ય છે. દૃષ્ટાન્ત તરીકે પરદેશના લોકો, ટીન્ડફ્રુટ માટે હિન્દુસ્થાન તરફ નજર નાંખી રહ્યા છે. કોઈ અમેરીકન આવીને આ આખા ઉદ્યોગને કબજે કરી લેશે અને તમે સદાને માટે તક ખોશો. હજી પણ તમને અક્કલ હોય તો, ટીન્ડફ્રુટનો ઉદ્યોગ તમે શીખી લેશો, અને પરદેશના માલને ટક્કર મારે તેવો માલ બનાવી શકશો. આપણા દેશમાં કેરી, જામફળ, ટોમેટો અઢળક થાય છે. પણ તેનો વેપારી પદ્ધતિથી ઉપયોગ કરતાં અને પરદેશ મોકલતાં તમને

આવડે તોને ? પરદેશ માલ મોકલતા તો તમે ભલા, પણ ખુદ આપણા પ્રાન્તમાં તમે બહારથી તેવો તૈયાર માલ, લાખો રૂપીઆનો, દર વર્ષે દાખલ કરો છો !

ફ્રુટને કેનીંગ કરીને તમે કમાઇ શકો છો, એટલુંજ નહિ, પણ તેનાં તમે જાતજાતનાં પીણાં પણ, જો આવડત અને બુદ્ધિ હોય તો, બનાવી શકો છો ! મુસમ્બી, દ્રાક્ષ, મીઠાં લીંબુ વિગેરેનાં ઘણાંજ મીઠાં પીણાં થઈ શકે છે. હિન્દુસ્થાન જેવા ગરમ દેશમાં એવાં પીણાંની માગણી ઘણી છે અને હજુ વધશે. પણ તમારી નજર ઉઘડે તોને ? તમારી સમક્ષ તક આવીને હાથ જોડી ઉભી રહી છે, પણ તમે હજી ઉંઘાયા કરો છો ! લક્ષ્મી બીજે ઠેકાણે ચાલી જાય તેમાં કાંઈ નવાઈ ?

તમે મફલર, મોજાં વિગેરે વાપરો છો. તમારા પ્રાન્તમાં આ માલ બને છે, છતાં તમે શા માટે દર વર્ષે લાખો રૂપીઆનો તેવો માલ બહારથી દાખલ કરો છો અને વાપરો છો ! પણ તમને તમારા દેશભાઇઓની દાઝ કયાં છે ? તમે દરેક જણ ઉનની કામળી અથવા ધાબળી રાખતા હશો. તમારે તો સુંવાળી કામળી જોઇએ ! રખેને તમારા શરીરને જરાકે ઘસારો લાગી જાય ! ધાબળીાં ખરબચડી લાગે તો શું અંદર ચાદર ના રખાય ? અને ખરબચડી થતી હોય તો તેને કેમ સુધારીને સુંવાળી કરાય, તેનો માર્ગ શોધી કાઢવાનો તમે કદી પણ વિચાર કર્યો ? મીશનરીઓ, તેની તપાસ કરે, અને સ્વદેશી ધાબળીઓને પોલીશ કરી, સુંવાળી કરી શકે, પણ તમારાથી કશુંએ થઇ શકે નહિ ! અને તમે "દેશને માટે અને ધર્મને માટે લાગણીઓ"ની વાતો કરો છો ! દર વર્ષે આપણા પ્રાન્તમાં બહારથી ઉનનો માલ રૂ. ૧૫૮ લાખનો દાખલ થાય છે તે

સાંભળી તમારાં રૂવાં ખડાં થતાં નથી? તેવુંજ ચામડાંના માલનું છે. તેવુંજ બીસ્કીટ અને મીઠાઈનું છે. તેવુંજ દીવાશળીનું છે. મ્હેં તમને કહ્યું તેમ બેલગામ, અને સીનરમાં દીવાશળી બને છે. કાનરા, થાણા, બેલગામ અને સુરત પાસે દીવાશળીને બર લાકડું મળે છે. એવું ઘણી બાબતોમાં છે. આયાતના પત્રકની લગભગ દરેક બાબતનું તેવું છે.

ટુંકમાં, એ આયાતના **પત્રકમાં લખેલી બીના હયાતી ધરાવે છે**, તે આપણી પહેલી શરમ છે; અને **એ બીનાને** એક ક્ષણ ભર **આપણે ચાલવા દઇએ છીએ,** એ આપણી બીજી શરમ છે.

ચારે જણઃ (ઉદ્વેગ પામીને) ત્યારે કાંઈ ઉપાય?

વૃ૦–ઉપાયો તો ઘણા છે! પણ એક મેળાપમાં કેટલું કહેવાય! તમારી સમક્ષ મ્હેં નવું દૃષ્ટિબિન્દુ મુકયું છે. એક નવું વિશ્વ ઉઘાડયું છે. હવે કેટલાક પ્રાથમિક અને મૂળતાત્વિક ઉપાયો. તમને ટુંકમાં કહું. ઉપાયો જરાક પણ કઠણ નથી. છતાં તમારામાંથી કોઇને તે મુશ્કીલ લાગે તો હું એટલુંજ કહું કે, જ્યારે તમારી ઉમ્મરનો હું હતો, ત્યારે મુશ્કીલ કામ લીધા વગર મ્હને જંપ ના વળતો!

ચારે જણઃ અમારૂં પણ એવુંજ છે! सतां सिध्धिः सत्वे भवति महतां नोपकरणे, એ અમે બરાબર સમજીએ છીએ.

## ૫. ઉપાય.

પૃ૦–તમને અને તમારી બહેનોને સાદાં અને સુગમ સૂત્રો કહું. મૃગતૃષ્ણામાં દોરવાઇ ના જતાં, આ વ્રત પાળવાનો અને વટ જાળવવાનો લોખંડી ઠરાવ કરો. સૂત્રો આ રહ્યાં :

**પહેલી વટ :** (૧) તમે જે કાંઇ કાર્ય કરવાના હો, તે કરતા પહેલાં વિચાર કરો કે:—"આવું કાર્ય દરેક હિન્દી કરે તો તેથી હિન્દને લાભ થાય કે હાનિ થાય?" જો દરેક જણ તે કાર્ય કરે તો હિન્દને લાભ થાય તેમ હોય, તો તે કાર્ય તમારે કરવું. નહિ તો, એ કાર્ય તમારે વર્જ્ય ગણવું.

(૨) તમારે કાંઇ પણ વસ્તુ જોઇએ, તો તે લેતા પહેલાં તપાસ કરો કે:—એ વસ્તુ **હિન્દુસ્થાનમાં, હાથથી,** બને છે? જો વસ્તુ **હિન્દી હાથબનાવટ**ની મળતી હોય તો તે લેવી. જો તેવી બનાવટની વસ્તુ ના મળતી હોય, તો તે વસ્તુ વગર ચલાવી લેતાં શીખો.

(૩) એમ છતાં, એ વસ્તુની તમારે મહાન જરૂરજ હોય, અને તેના વગર ચલાવી લેવાય તેમ ના હોય તો, અને હિન્દી હાથબનાવટની વસ્તુ ક્યાંયથી નાજ મળતી હોય તો, **તદ્દન સ્વદેશી વહીવટ અને સ્વદેશી મુડીથી** ચલાવવામાં આવતા **સાંચા કામથી** જો તે વસ્તુ હિન્દુસ્થાનમાં બનતી હોય, તો તેવી વસ્તુ વપરાશમાં લેવી.

(૪) જો તેવી શુદ્ધ સ્વદેશી બનાવટની વસ્તુ ના મળતી હોય, અને, એ વસ્તુની ખાસ જરૂરીયાત ઉભી થઇ હોય, તો, **હિન્દુસ્થાનમાં પરદેશી વહીવટ અને પરદેશી** મુડીની સહાયથી ચાલતા **સાંચા કામથી** હિન્દુસ્થાનમાં બનતી વસ્તુ વપરાશમાં લઈ શકાય.

(૫) અને, છેવટે, ઉપર કહેલ પ્રમાણે બનાવટની વસ્તુ આખા હિન્દુસ્થાનમાં કયાંઈથી નાજ મળી શકે, અને એ વસ્તુની ગંભીર પ્રકારની જરૂર ઉભી થઇ હોય, તોજ, **પરદેશી વસ્તુ** વાપરવી.

આ ક્રમ પ્રમાણે વર્તવાથી, કાંઇ સ્વર્ગ એકાએક પૃથ્વી ઉપર નહિ ઉતરે; પણ મહાન હિન્દુસ્થાનની સમૃદ્ધિના પાયાનો પાયો રચાશે—અને તે સહેલાઇથી—અને તમારા શુભ હાથથી.

**બીજી વટ :** સદા યાદ રાખો કે, દુનીયામાં એક પણ વસ્તુ એવી નથી, કે જે, હોય તેના કરતાં વધુ સારી ના કરી શકાય. દરેક વસ્તુમાં, વધુ સુધારાનું ક્ષેત્ર, સદા હાજર હોય છે. જે કોઇ, તેમાં સુધારો શોધી કાઢે છે, તેને ધન પ્રાપ્ત થાય છે.

હિન્દી સમાજમાં સેંકડો વસ્તુઓ ઘરગતુ વપરાય છે. તેવી વસ્તુઓમાં સુધારો કરવાનું ક્ષેત્ર, હિન્દીઓ માટે વધારે અનુકૂળ છે. તે વસ્તુઓમાં ઘણો સુધારો થઇ શકે તેમ છે. તેવો સુધારો કરવો, તમને સહજ અને સહેલો છે. તેવા સુધારેલા માલની ખપત તુરત થાય છે. વધુમાં, તેવા કાર્ય માટે બહુ મુડીની જરૂર પડતી નથી. અને વળી, આવી રીતે, સમાજ સેવા થઈ શકે છે. આ દૃષ્ટિએ, હિન્દુસ્થાન, તકની ખાણ છે.

વળી, આ ક્ષેત્રમાં પરદેશીઓ, હજુ સુધી પગપેસારો કરી શક્યા નથી. તેવુંજ ગૃહઉદ્યોગોમાં છે.

**ત્રીજી વટ :** સમાજમાં ચાલુ વપરાતી વસ્તુઓમાં અને ગૃહઉદ્યાગોમાં સુધારો કરવાનું સુગમ પડે તે માટે, કુતૂહલ, નિરીક્ષણ બુદ્ધિ, પ્રયોગો અજમાવવાની ટેવ, અને વ્યાવહારિક કેમીસ્ટ્રી, મીકેનીકસ, ટેકનોલોજી અને વધુ સાયન્સનો અભ્યાસ, આવશ્યક છે. તેવા જ્ઞાનમાં કુશળ થાઓ, અને તે જ્ઞાન વ્યાવહારિક વસ્તુઓમાં અને ગૃહઉદ્યોગોમાં સુધારો કરવામાં વાપરો. કેવળ સાહિત્ય વાંચ્યાથી ખીચડી રંધાણી જાણી નથી. મજુરીથી મેલું થવાતું નથી.

**ચોથી વટ :** ગાંમડાં અને ગૃહઉદ્યોગો પ્રતિ, ત્હમારી શક્તિ અને તમારો પ્રેમ દોડાવો. અમો ગામડીઆઓને સારો કાચો માલ મેળવતાં મુશ્કેલીઓ નડે છે; જે માલ મળે તે માટે અમારે ભારે કીમત આપવી પડે છે; અમારી બનાવટ અને અમારાં હથીઆરોમાં સુધારો કરતાં પડતી મુશ્કેલીઓ; અમારા બનાવેલ માલને વેચવામાં પડતી હાડમારીઓ; અમારાં અજ્ઞાન, અનારોગ્ય અને ગરીબાઇ; દલાલો અને અન્ય વચગાળેના નફો કાઢી લેતા લોકોની જાળ; મ્યુનીસીપાલીટી વિગેરે તરફથી કર અને બેદરકારી; વિગેરે બીનાઓ ઉપર ત્હમારૂ ધ્યાન મ્હેં અગાઉ ખેંચ્યું છે.

આમાં, અમારે વાસ્તે તમે, નવયુવાનો, ઘણું કરી શકો તેમ છો. રીસર્ચ, ટેકનીકલ અને એકસપર્ટ સલાહ, આર્થિક સહાય (કાચો માલ મેળવવા માટે, સારાં ઓજારો પૂરાં પાડવા માટે, જરૂરી ખર્ચની રકમ ધીરવા માટે, વિગેરે રીતે) આપી; અમારા માલની વધુ પ્રમાણમાં ખરીદી કરીને; તેની ખપત

કરાવવા કેન્દ્રસ્થાનો ઉઘાડીને; કાચા માલનું તથા સ્વદેશી હાથ બનાવટની વસ્તુઓનું, અને એકને બદલે બીજી વસ્તુ વાપરી શકાય તેવી વસ્તુઓનાં મ્યુઝીઅમ અને પ્રદર્શનો ઉઘાડીને; સારાં મોડેલો, ડીઝાઇન્સ અને પેટન્સ અમારા કારીગરોની સમક્ષ લાવીને; નવા ગૃહઉદ્યોગો શોધી કાઢીને; કયા કયા પ્રકારના માલની ખપત અથવા જરૂરીયાત વધારે છે, તેની માહિતી અમોને પૂરી પાડીને (જેથી એકજ પ્રકારનો માલ અતિશય તૈયાર કરીને નકામો પડી રહે અને બીજા પ્રકારના માલની તાણ પડે, તેમ ના થાય); અમને વિદ્યા અને આરોગ્યનું જ્ઞાન આપીને; ગાંમડાંના અને ગૃહઉદ્યોગોને ભોગવવી પડતી હાડમારીઓ, સરકારના અધિકારીઓ તથા જનતાના ધ્યાન ઉપર લાવીને, અને તેનું નિરાકરણ કરાવીને; છાપાં, સુંદર ચિત્રો, કારટુન્સ અને પોસ્ટરો તથા હૃદયગ્રાહી સ્લોગનો, લેખો, ભાષણો, વિવાદો વિગેરે સબળ સાધનો વડે જનતામાં હાથ અને ગ્રામઉદ્યોગોને વધુ જાહેરાત આપીને, તેને માટે સ્વદેશપ્રેમી તીવ્ર વાતાવરણ પ્રસરાવીને; આવી રીતે, તમે, યુવકો, અમોને અમૂલ્ય સહાય કરી શકો તેમ છે. તો તે સહાય કરો. ગાંમડાં અને શહેર, બન્ને એકજ શરીરનાં અંગ છે.

**પાંચમી અને છેલ્લી વટ :** સદા યાદ રાખો કે, **"પારકી આશ, સદા નિરાશ."** આપણા દેશને સમૃદ્ધ કરવામાં, આપણા પોતાના **બુદ્ધિબળ,** આપણા પોતાના **બાહુબળ** અને આપણા પોતાના **અડગ સ્વદેશ પ્રેમ** શિવાય, અન્ય કાંઇ કામમાં નહિ આવે. આપણા શિવાય, આપણે માટે, કોઇને, કાંઈ પડી નથી. સો કોઇ, ગમે તે ભોગે, પોતપોતાનો લાભ કાઢી લેવા મથી રહ્યું છે. અને મથશે. તેવી સ્થિતિમાં, આપણો આધાર, **આપણા પોતાનાજ** ઉપર છે, "હીંમતે મર્દાં, મદદે ખુદા."